# ઉપોદ્ઘાત

આ લઘુ કાવ્ય જેને અંગ્રેજીમાં 'Elegy' ('એલેજી') કહે છે એ જાતિનું છે. 'Elegy' એ આપણે જેને કરુણરસપ્રધાન કાવ્યો કહીએ છીએ તેની એક પેટાજાતિ છે, અને એનાં લક્ષણભૂત સઘળાં તત્ત્વોનો વિચાર કરતાં એને માટે 'મરણનિમિત્તક કરુણ પ્રશસ્તિ' અથવા ટૂંકામાં 'કરુણ પ્રશસ્તિ' એવું નામ યોજવું ઠીક લાગે છે.* આ નામ યોજવામાં તાત્પર્ય

---

*યૂરોપનું જેમ ઘણું ખરું સાહિત્ય અને તત્ત્વજ્ઞાન ગ્રીસમાંથી આવે છે તેમ એ બે વિષયની શાસ્ત્રીય પરિભાષા પણ એ ન્હાના પણ અદ્ભુત દેશમાંથી જ અન્યત્ર પ્રસરી છે. પણ મૂળ ગ્રીક ભાષાનું જ્ઞાન યૂરોપના મધ્ય યુગમાં એવું આછું બલ્કે લુપ્ત થઈ ગયું કે એ ભાષામાંથી મેળવેલા શબ્દો એ ને એ રહ્યા તો પણ એનો પ્રયોગ જુદા અર્થમાં થવા લાગ્યો. વળી નવા યુગમાં નવી ભાવનાઓ, નવા ઉલ્લાસ, નવા રસો, નવી કલ્પનાઓ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. અને તે કારણથી પણ જૂની પરિભાષા કાયમ રહ્યા છતાં એના અર્થમાં ઘણું રૂપાન્તર, ઘણો પરિવર્ત થઈ ગયો. આ પ્રમાણે જો કે Elegyનો મૂળ ગ્રીક શબ્દ 'Elegeia' કરુણકાવ્યને જ લાગુ પાડવામાં આવે એમ નિયમ ન હતો—પ્રેમ અને શૌર્યનાં તત્ત્વો પણ એ જાતનાં કાવ્યમાં જોવામાં આવતાં—તથાપિ અંગ્રેજી ભાષામાં તો અમુક પ્રકારના કરુણ કાવ્યને માટે જ 'Elegy' શબ્દ વપરાય છે.

એવું છે કે 'Elegy' માં મરણનિમિત્તક કરુણ શોકોદ્ગાર ઉપરાંત, જેને નિમિત્તે એ શોકોદ્ગાર થયો હોય એના ગુણાનુવાદ **પ્રશસ્તિરૂપે** એમાં હોવા જોઇએ. **રઘુવંશમાં ઇન્દુમતીના** મરણથી ઉત્પન્ન થએલો **અજવિલાપ**, કે **કુમારસંભવમાં કામદેવના** મૃત્યુથી થએલો રતિવિલાપ એ કરુણ શોકોદ્ગાર છે— અને એ શોકોદ્ગારને લક્ષીને એને 'Elegiac Stanzas' કહેવાય, પણ જે વિશિષ્ટ આકારના કાવ્યને 'Elegy' નામ આપવામાં આવે છે તે એ નથી. બીજું,—એ વિલાપોમાં ઇન્દુમતિ અને **કામદેવના** ગુણાનુવાદ પણ કરવામાં આવ્યા છે, પરંતુ તે આલંબનવિભાવના ગુણો રસમાં ઉદ્દીપક થાય છે તે રીતે: એ ગુણાનુવાદ પ્રશસ્તિ-રૂપ નથી. વળી કોઈ મહાપુરુષના સ્મરણાર્થે શોકોદ્ગાર કરવામાં આવે તો તેમાં 'Elegy'નું ઉપાદાન (stuff) છે એમ કહી શકાય, પણ એના ઉપર જ્યાં સુધી રસિક કલાવિધાન કરીને એને યોગ્ય અને સ્વતન્ત્ર આકૃતિ ( artistic form ) આપવામાં ન આવે ત્યાં સુધી એ 'Elegy'ના વિશિષ્ટ નામને પાત્ર ન થાય. આ કારણથી **સ્કૉટના** Marmionમાં આરંભના ઉપોદ્ઘાત-ભાગમાં **નેલ્સન**, **પિટ** વગેરે મહાપુરુષોની પ્રશસ્તિઓ છે એ પણ 'Elegy' ન કહેવાય. અંગ્રેજી સાહિત્યના ઇતિહાસમાં ક્રમે ક્રમે 'Elegy'નું જે સ્વરૂપ બંધાયું છે એનાં સઘળાં તત્ત્વો ન લેતાં, એનું મૂળ તત્ત્વ લઇએ તો 'Elegy'નું આ પ્રમાણે લક્ષણ બાંધી શકાય:— "In its simplest form . . . this is a brief lyric or mourning of direct utterance of personal bereavement or sorrow."* "એના સાદામાં સાદા રૂપમાં

*Prof. W. H. Hudson

'Elegy' એ મરણનિમિત્તક શોકોદ્‌ગારનું ટૂંકું સંગીતકલ્પ કાવ્ય છે—જેમાં સ્વજનના મૃત્યુજન્ય શોકનો સાક્ષાત્ ઉદ્‌ગાર કરવામાં આવેલો હોય છે. આ સામાન્ય અર્થમાં સ્વજનનો વિયોગ (મૃત્યુ) અને તજ્જન્ય શોકોદ્‌ગાર એ બે તત્ત્વવાળું હર કોઈ સંગીતકલ્પ—સ્વતન્ત્ર—કાવ્ય 'Elegy'ના નામને પાત્ર થાય છે. આ રીતે આપણા 'રાજીઆ' અને 'રાસડા' એ Elegy જાતિનાં કાવ્ય છે, અને તે પૂર્વોક્ત સામાન્ય અર્થ કરતાં પણ વિશેષ અર્થમાં. કારણ કે, એમાં સ્વજનના મૃત્યુનિમિત્ત શોકોદ્‌ગાર ઉપરાંત મરનારના ગુણાનુવાદની પ્રશસ્તિનું રૂપ આપવામાં આવેલું હોય છે. પણ જતે દહાડે અંગ્રેજી સાહિત્યની કરુણ પ્રશસ્તિઓમાં બીજાં પણ કેટલાંક તત્ત્વો ઉમેરાયાં છે—જે એ પ્રશસ્તિઓના થોડાક વિવેચન દ્વારા અત્રે બતાવીશું.

અંગ્રેજી ભાષામાં 'Elegy'ની જાતનાં કાવ્યોમાં મુખ્ય—સુપ્રસિદ્ધ, લોકપ્રિય અને કાવ્યશાસ્ત્રની ઊંચી કસોટીએ સારી રીતે ચઢી શકે એવાં—આ છ છે:—

(૧) મિલ્ટનનું "Lycidas."
(૨) ગ્રેનું "Elegy written in a Country Churchyard."
(૩) શેલિનું "Adonais."
(૪) ટેનિસનનું "In Memoriam."
(૫) રૉબર્ટ બ્રાઉનિંગનું "La Saisiaz."
(૬) મૅથ્યુ આર્નોલ્ડનું "Thyrsis."

પણ આ સર્વ કાવ્ય એક જ વર્ગનાં હોવા છતાં, એમના સ્વરૂપમાં કેટલોક લક્ષમાં રાખવા જેવો ભેદ છે. મિલ્ટનનું "Lycidas" એ એના મિત્રના મૃત્યુથી ઉત્પન્ન થએલા શોકોદ્‌-

ગારવાળી પ્રશસ્તિ છે, અને એનું ખાસ સ્વરૂપ એ છે કે એ પ્રશસ્તિને 'Pastoral' ('ગોપકાવ્ય')માં સ્વીકારાતી કલ્પનાના આકારમાં મૂકી છે. ગ્રેની Elegy અંગ્રેજી ભાષામાં એક અસાધારણ મનોહરતાવાળું કાવ્ય છે—એમાં ઇંગ્લંડના એક " Country Churchyard " (જાનપદ સ્મશાન વા પ્રેતશાળા)ને આલંબન કરીને એમાંથી સ્ફુરી આવતા વિચાર તથા ઇંગ્લંડના જનપદનું મનોહર ચિત્ર ભૂમિકારૂપે—વગેરે વાનાં કવિએ રજુ કર્યાં છે: પણ એ કાવ્યનું ખાસ લક્ષણ એ છે કે એમાં હૅમ્પ્ડન, મિલ્ટન, ક્રૉમ્વેલ, વગેરે ઉપરાંત સામાન્ય જનની પ્રશસ્તિ છે—કોઇ અમુક મહાપુરુષ કે પ્રિયજનની પ્રશસ્તિ માટે એ કાવ્ય રચાએલું નથી. શેલિનું " Adonais " પોતાના કવિબન્ધુ કીટસના મૃત્યુથી પ્રેરાએલી એક ઉત્તમ પ્રશસ્તિ છે. મિલ્ટનના " Lycidas " ની માફક આમાં પણ શોકોદ્ગાર સાથે ચિન્તન ભળેલું છે—પણ તે સામાન્ય ચિન્તન ન હોઇ, તત્ત્વજ્ઞાનના મહાવિષયમાં એ ચિંતન પ્રવેશ કરે છે. મૅથ્યુ આર્નોલ્ડનું "Thyrsis" મિલ્ટનના "Lycidas" ની માફક Pastoral ની કલ્પના ઉપર રચાએલું છે. એમાં ગ્રેના જનપદવર્ણનને મળતું ઑક્સફર્ડનું વર્ણન છે. પણ આ Elegy ગ્રેના કાવ્ય માફક સામાન્યજનની પ્રશસ્તિરૂપ ન હોતાં એક પ્રિયજન—આર્થર ક્લફ—ના મૃત્યુથી પ્રેરાએલું છે, અને એના સ્મરણરૂપ છે. વળી એ કાવ્ય ગતકાળનું ચિન્તન છે, પણ તત્ત્વજ્ઞાનનું ચિન્તન નથી. ટેનિસનનું "In Memoriam" અને બ્રાઉનિંગનું 'La Saisiaz' બંને તત્ત્વચિન્તનપ્રધાન કરુણ પ્રશસ્તિઓ છે; શેલિના "Adonais"ની માફક આ બંને કાવ્ય પ્રિયજનના મૃત્યુથી પ્રેરાએલા શોકોદ્ગાર કરવા ઉપરાંત તત્ત્વ-ચિન્તનમાં ઊતરે છે—તત્ત્વચિન્તન બંનેમાં પ્રધાન સ્થાને છે,

"La Saisiaz" માં તો એ બહુ ઉત્કટરૂપે પ્રતીત થાય છે.

હવે, આ ઐતિહાસિક અવલોકનને અન્તે આપણે એટલું જોઇ શકીશું કે 'Elegy' માં સ્વજનના મરણનિમિત્તક શોકોદ્‌ગાર હોવાની સાથે કેટલુંક ચિન્તન હોવું જોઇએ. તે માટે એડમન્ડ ગૉસ* "Elegy—a short poem of lamentation or regret called forth by the decease of a beloved or revered person, or by a general sense of the pathos of mortality" "પ્રિય વા પૂજ્ય જનના મરણથી, અથવા તો મૃત્યુવશતાની કરુણ સ્થિતિના સામાન્ય ભાનથી, ઉપજેલું ન્હાનું કરુણરસપ્રધાન કાવ્ય"—એવા સામાન્ય લક્ષણથી શરૂ કરી, આખરે, "It must be mournful meditation, and short without being ejaculatory"—"મરણનિમિત્તક કરુણરસથી ભરેલું, ધ્યાનાત્મક વા ચિન્તનાત્મક, તથા ટૂંકું અને વિલાપરૂપ નહિ એવું—કાવ્ય" એવા વિશેષ, અતિશય સંકુચિત, લક્ષણથી સમાપ્તિ કરે છે. એડમન્ડ ગૉસે બતાવેલાં તત્ત્વોમાંનાં બધાં સ્વીકારતાં ટેનિસનનું "In Memoriam" જેવું કાવ્ય બાતલ થઇ જાય § તેથી એમાંથી એક તત્ત્વ—"Meditative"—જે ઇતિહાસસિદ્ધ છે તે જ લઈ, એને પૂર્વોક્ત લક્ષણમાં

* જુઓ Encyclopoedia Britannica XI Edition—Article on *Elegy*.

§ "Thus Tennyson's *In Memoriam* is excluded by its length; it may at best be treated as a collection of elegies. Wordsworth's *Lucy*, on the other hand, is a dirge: this is too brief a burst of emotion to be styled an elegy. *Lycidas* and *Adonais* remain the

ઉમેરીને કહીએ કે: "Elegy" એટલે **મરણનિમિત્તક, ચિન્તનાત્મક કરુણપ્રશસ્તિ.**

આ વચલા માપનું લક્ષણ લેતાં-ટેનિસનનું " In Memoriam"Elegyનું ઉત્તમ ઉદાહરણ છે, એ આદર્શને જ સમક્ષ રાખી રા. નરસિંહરાવે આ કાવ્ય રચ્યું છે, અને એનું નામ પણ ટેનિસનના કાવ્ય પ્રમાણે પાડ્યું છે. એમાં આકારની યોજના "In Memoriam" ની છે, પણ એનું સૌન્દર્ય તદ્દન સ્વતન્ત્ર છે. બે કાવ્યની સરખામણી અંગ્રેજી અને ગુજરાતી જાણનાર વાચકને બહુ રસિક થઈ પડે એવી છે, પણ એ સરખામણીનો આનન્દ, વિવેચનથી જાણ્યા કરતાં, બંને કાવ્ય જાતે વાંચીને સરખાવવાથી વધારે સારો આવી શકશે.

હવે આ જાતની Elegyનું ઉપર જણાવેલું લક્ષણ લઈ, એને અંગે વિચારવાનાં તત્ત્વ આ કાવ્યમાં કેવાં છે એ જોઈએ. એ તત્ત્વ નીચે પ્રમાણે:—

(૧) કાવ્યમાં કરુણરસ કેવો છે?

(૨) એ કરુણરસ વિલાપનું રૂપ તો નથી લેતો?

(૩) એમાં ચિન્તન કેવું છે?

(૪) બધાં અવયવોની પરસ્પર ઘટના કેવી છે? તથા એ અવયવો મળી એક સ્વતન્ત્ર અવયવી—સ્વપર્યાપ્ત એક કાવ્ય—બને છે કે કેમ?

આ ઉપરાંત,

(૫) એક સામાન્ય કાવ્ય તરીકે એમાં શું શું આકર્ષક છે?

---

two unapproachable types of what a personal elegy ought to be in English."
(E. G. Enc. Br. XI Edn.)

પ્રસિદ્ધ કહેવત પ્રમાણે 'ન્હાને માથે મ્હોટી પાઘડી' પ્હેરાવ્યાનો કઢ્ઢો દેખાવ ન થાય તે માટે આ પ્રશ્નોના અહીં ટૂંકમાં જ ઉત્તર આપીશું.

૧ કરુણરસઃ—Elegy માં શોકની લાગણી સાચી હોવી જોઇએ.* પિતા કવિના આ કાવ્યમાં એ લાગણી સાચી છે એમ કહેવાની જરૂર જ નથી. પણ જે નિકટ લોહીના સંબન્ધથી એ લાગણી સાચી બને છે તે જ સંબન્ધથી આલંબન વિભાવના ગુણોની અત્યુક્તિ થઈ કરુણરસ બગડી જવાનો સંભવ હતો, પરંતુ તેમ બગડ્યો નથી. મરનારના ગુણોનું કોઇ કોઇ સ્થળે વર્ણન છે તે કરુણરસને પોષે, તથા એ રસની ભૂમિકા ઉપર રચાએલા શાન્ત રસને અનુકૂળ થાય, એટલા જ પ્રમાણમાં છે. વિશેષમાં, પિતાના શોકોદ્‌ગારમાં મનુષ્યહૃદયને સર્વત્ર અને સર્વકાળે સ્પર્શે એવાં જે તત્ત્વો રહેલાં છે અને જે કરુણરસનું ખરૂં સ્વરૂપ છે એ સાદી અને અસરકારક ભાષામાં કવિએ પ્રકટ કર્યાં છે :

કાલ્ય જે રમતો હતો
પૂર જીવન જોસમાં
આજ એ ચાલી ગયો
હા ! લાડકો મુજ રોષમાં. [ખં.૧, શ્લો.૯]

---

* "Prithee have done,
And do not play in wench-like words with that
Which is serious." *Cymbeline.*

એવા આક્ષેપનો સંભવ ઊપજવો ન જોઇએ.

... ... ...

કાળ ઓ ! તું તૃપ્ત થા
બાળ મુજ મોંઘો હરી !
માં પ્રહાર નવો તું દે
તુજ મન્ત્ર વિસ્મૃતિનો ધરી. [ખં.૨, શ્લો.૧૨]

૨. વિશેષ અર્થમાં આપણે 'Elegy' નું જે લક્ષણ બાંધ્યું તેમાં ચિન્તન એ એનું આવશ્યક તત્ત્વ છે. અર્થાત્ એમાં કરુણ રસે કેવળ શોકોદ્ગાર મટી, મરનારની આકૃતિ ખડી કરી, એનાં મધુરાં સ્મરણરૂપ બનવું જોઇએ. તે એ બને છે. એટલું જ નહિ, પણ "Adonais," "In Memoriam" અને "La Saisiaz" એ ત્રણની પેઠે આમાં ચિન્તન તે તત્ત્વચિન્તન થાય છે. એટલે કે આ કાવ્યનો રસ શુદ્ધ કરુણ નથી—કરુણ સાથે શાન્ત અને ભક્તિ રસનું મિશ્રણ છે. કરુણમાંથી વૈરાગ્ય ઊપજીને શુદ્ધ શાન્ત વા ભક્તિરસ ઊપજવો એ રસનું મિશ્રણ નથી: જેમ કે, નરસિંહ મ્હેતા પુત્રના મરણથી ઉદ્ગાર કાઢે છે કે—
"ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ."

—ત્યાં કરુણને પ્રસંગે, કરુણ ઊડી જઈ, ભક્તિરસ જન્મે, પણ કરુણ અને ભક્તિરસનું મિશ્રણ બને નહિ. પણ 'Elegy'-માં તો આ મિશ્રણ આવશ્યક છે. તદનુસાર, આ કાવ્યમાં કરુણ રસ, શાન્ત અને ભક્તિ રસની બેવડમાં રહી, એ બે રસની અંદરથી—વસ્ત્રે લપેટેલા સંગમનીય મણિની માફક—બહુ સુન્દર રીતે પોતાની છાંય પ્રકટાવ્યાં કરે છે:

નિત્ય નિત્ય યમાલયે
જાય જગના જીવ જો !

એથી શાસન નહિં મળે ?
શું પ્રિયજનો ખોવાં, પ્રભો ? [ખં.૩, શ્લો.૩૫]

કવિને પરમાત્મામાં પુત્રનું વિસ્મરણ નથી થતું, પુત્રનું દર્શન થાય છે.

તાત-અંકે તું વશ્યો,
તદપિ મુજને પદપદે
તું હવે પ્રત્યક્ષ છે.
નથી નષ્ટ તું,—મુજ ઉર વદે.
ને સદા અમ—આતમમાં
પૂર્ણ ઓતપ્રોત તું
સૂક્ષ્મરૂપે ચિર વશી
પ્રગટાવ્ય પ્રેમજ્યોત તું.
[ખં.૩, શ્લો.૫૮-૫૯.]

૩. હવે આ મિશ્ર રસના કાવ્યમાં **તત્ત્વચિન્તનનો** ભાગ છૂટો પાડી અવલોકીએ, તો એ તત્ત્વચિન્તનને અંગે નીચેના સિદ્ધાન્તો કવિએ પ્રકટ કરેલા જોવામાં આવે છે :

(૧) આ વિશ્વમાં કશું ગૂઢ નથી—માત્ર ગૂઢની મિથ્યા કલ્પનામાંથી ધર્મની ભ્રમણા ઊપજી છે એમ જે નાસ્તિકતાનો પૂર્વપક્ષ છે તે હૃદયને પ્રતીતિ ઊપજાવી શકતો નથી. પ્રભુ ઉપર શ્રદ્ધા અને 'હૃદયમતિ' પરજીવનનાં દ્વાર ઊઘાડી આપે છે.

(૨) એ દ્વાર ઊઘડતાં જણાય છે કે પ્રેમનું આલમ્બન નષ્ટ થતું નથી. પરજીવનમાં એ પ્રભુને ચરણે વસે છે, અને આ જીવનના સંબન્ધીઓના આત્મામાં એ ઓતપ્રોત રહે છે.

(૩) મૃત્યુ અને દુ:ખ એ દયામય પ્રભુની રચેલી આ સૃષ્ટિમાં અસ્થાને દેખાય છે, પણ ઊંડો વિચાર કરતાં એમ નથી. જે પ્રભુનું જ્ઞાન તર્કશાસ્ત્રની હજારો વાદકોટિઓ કરાવી શક્તી નથી, તે આ જગત્‌માં દુ:ખ અને મૃત્યુ કરાવે છે. આ રીતે અનિષ્ટ દેખાતા આ બંને પદાર્થોનું વિશ્વમાં ઉત્તમ પ્રયોજન છે. કવિ કહે છે:

"ઓ મૃત્યુ! ઓ દુ:ખ! ભલે જ મ્હાલો!
આ વિશ્વમાં પૂર્ણ પ્રતાપ ધારો!
ત્હમે ખરાં બન્ધુ ગણી વધાવું,
દંષ્ટ્રા કરાલ નિરખી નહિં ખિન્ન થાઉં.
[ખંડ ૨, શ્લોક ૨૬]

દુ:ખ એ ઔષધ સમાન છે:

રોગશાન્તિ સધાવવા,
આત્મબલને પોષવા
પાયું ઔષધ પીવું તે
મુજ વૈદ્યને દઉં દોષ કાં?
[ખંડ ૨, શ્લોક ૩૨]

મૃત્યુ એ જીવનસિન્ધુમાં બુદ્‌બુદરૂપ છે. જેમ બુદ્‌બુદ તે સિન્ધુ જ છે, તેમ મૃત્યુ એ પણ જીવન જ છે, જીવનનું રૂપાન્તર છે અને નામાન્તર છે. પરમાર્થદૃષ્ટિથી સનાતન જીવનનું સંવેદન થતાં મૃત્યુ એવો પદાર્થ જ રહેતો નથી.

ચૉગમ નાંખી નજર નિહાળું હું–
મૃત્યુ ક્યહાં રહ્યું રે લોલ?
માયાદેહ ધરંતું એહ જ
મૃત્યુ મરી ગયું રે લોલ.

દીઠું જીવનતત્ત્વ સનાતન,
સત્ય પ્રકાશિયું રે લોલ;
અમરપણું પ્રગટ્યું પછી તત્ક્ષણ
મૃત્યુ મરી ગયું રે લોલ.

[ખં. ૩, શ્લો. ૫૨—૫૩]

(૪) મૃત્યુ ભલે હો, પણ પિતા પહેલાં પુત્ર જાય એવો વિપરીત ક્રમ શા માટે? આમ શંકા થાય છે. પણ વસ્તુતઃ પ્રભુના મંગળ નિયમ ઉપર શ્રદ્ધાથી આ પ્રશ્ન વિચારવામાં આવે તો આ જીવન અને પરજીવનનો સંબન્ધ સમજાય:

ગીત એ નથી વિરમિયું,
વ્યર્થ નથી સ્વરયોગ એ,
અધિક ઉત્ક્રમ પામતું
સંગીતનાયક તે સુણે.

મર્ત્ય જીવન તો ખરે
માત્ર પૂર્વાલાપ છે;
પૂર્ણ ગીતસમૃદ્ધિ તો
પરકાલસંગીતે વસે.

[ખં.૩, શ્લો.૨૦—૨૧]

મૃત્યુ ના પૂરું કરે
જીવનું જીવન અહિં;
અધિક અધિક વિકાસની
છે ભૂમિ અન્ય; જવું તહિં;

[ખં.૩, શ્લો. ૨૭]

પૂર્ણ થઈ મુજ બાળનો
આંહિં આત્મવિકાસ જો !
અધિક ઉત્ક્રાન્તિ થવા
તાતે લીધો નિજ પાસ જો !
[ખં.૩, શ્લો. ૩૯]

(૫) આ બ્રહ્માણ્ડ તે પરમાત્માનું સંગીત છેઃ વિવિધ સ્વરની નિત્ય વિકસતી સુરાવટ છે, પરમાત્મા એ સંગીતનો યોજક, નાયક, શ્રોતા, અને અનુમન્તા છેઃ

યન્ત્ર આ બ્રહ્માણ્ડનો
ગૂઢ નિયમે ચાલતો,
એક લક્ષ્ય સ્થળ ભણી
જતો વિકાસે મ્હાલતો;

અણગણ્યાં બ્રહ્માણ્ડના
ગણ રહ્યા આ તરવરી,
એહ લક્ષ્ય સ્થળ ભણી
ચાલ્યા જતા પદ સ્થિર ધરી.

માનવી જીવનતણો
ભવ્ય જે ઇતિહાસ તે,
અધિક એથી ભવ્ય વળી
ભાવિતણો જ વિકાસ તે,

નિયમવશ ઉત્ક્રાન્તિમાં
મેળ હેનો છાજતો;
ઘટિતઘટનાયોગ એ
સંગીતસ્વરસમ રાજતો.

સર્વ સ્થળમાં વ્યાપિયું
નિયમનું સંગીત એ,
મૂળ સ્વર એ ગીતનો
ઇચ્છા નિયંતાની ખરે.

એહ સ્વર જ પ્રધાન છે,
અન્ય તે સંગે ગૂંથ્યા,
તીવ્રકોમળરૂપ સહુ
બનતા વિકારો નવનવા.

ગૂઢ છે કંઈ યોજના
ભવ્ય એ સંગીતની,
એક યોજક દિવ્ય તે
સંગીતનાયક રૂહે બની.

દિવ્ય નાયક ગીતનો
સ્નેહવાત્સલ્યે ભર્યો
ગીતને અનુમોદતો
સુણતો રહે ત્હાં તો ખરો.

[ખં.૩, શ્લો. ૭ થી ૧૦–૧૨, ૧૩, ૧૪, ૨૩]

(૬) પરમાત્માની ઈચ્છાને વશ થવું કે શરણ થવું એમ નહિ, પણ એની ઇચ્છા સાથે આપણી ઈચ્છા ભેળવવી એ મનુષ્યનો પરમ ધર્મ:

ઈશ–ઈચ્છાસંગમાં
ભેળું ઇચ્છા માહરી,
બે પ્રવાહો એકઠા
થાતાં મધુરતા છે ખરી;

ઈશની ઈચ્છાતણા
સ્વરની સંગે મેળવું
મ્હારી ઇચ્છાના સ્વરો;
સંગીત એ તો અવનવું.

[ખં. ૩, શ્લો. ૩–૪]

૪. હવે આ કાવ્યનાં અવયવોની પરસ્પર **ઘટના** તપાસીએ તો તેમાં બહુ સારું કલાવિધાન નજરે પડે છે. કરુણના ઉદ્ગાર અને જ્ઞાનનું સમાધાન—એવા બે પરસ્પર અસંભિન્ન કૌશલ્યહીન વિભાગ નથી. પ્રકૃતિનાં ચિત્ર, કરુણના ઉદ્ગાર, મરનારનાં સ્મરણ, મૃત્યુ અને દુઃખથી ઉત્પન્ન થતા તત્ત્વજ્ઞાનના મહાપ્રશ્નો, એ પ્રશ્નોના હૃદયમતિએ આપેલા ઉત્તર-વગેરે તત્ત્વો એક બીજા સાથે કુશળતાથી ભેળવવામાં આવ્યા છે. કોઇ ભાગ અસાધારણ લંબાવવામાં કે વિસારે પાડવામાં આવ્યો નથી. વિચાર કે છન્દની એકસ્વરી નીરસતા ન થાય તે માટે, વચ્ચે શૃગાલ-સન્ધ્યાવતીનું આખ્યાન અને ભૈરવી ગરબી વગેરે રસિક અંશો દાખલ કર્યા છે—જે, એક સુન્દર વાડીમાં ન્હાનાં મ્હોટાં વૃક્ષોની વચ્ચે રમણીય ટેકરી અને નિર્મળ ઝરણાંની માફક, સમગ્રની એકતાનો ભંગ કર્યા વગર હૃદયને આનન્દ આપે છે.

૫. છેવટે, એક સામાન્ય **કાવ્ય** તરીકે આ કૃતિમાં શું શું આકર્ષક છે એ જોઇ આ અવલોકન સમાપ્ત કરીએ:

(૧) તેમાં એક તો– કરુણ અને શાન્ત તથા ભક્તિ-રસની અદ્ભુત મિલાવટ—જે ઉપર બતાવી—એ આપણું ધ્યાન ખેંચે છે.

(૨) પ્રકૃતિના સુન્દર દેખાવોનું યથોચિત વર્ણન એ એનું બીજું રમણીય તત્ત્વ છે. રા. નરસિંહરાવે પોતાનાં કાવ્યોમાં મનુષ્યહૃદયના અમુક અમુક ભાવો બહુ સુન્દર રીતે પ્રકટ કર્યા છે, પણ એમની કવિ તરીકે વિશિષ્ટતા પ્રકૃતિના કવિ તરીકે અધિક છે. તેમાં પણ વિશેષ વિલોકન કરતાં જણાય છે કે–પ્રકૃતિના નવા નવા પ્રદેશો શોધી, એનાં નવાં નવાં રૂપો જોવાં અને પ્રકટ કરવાં એ રા. નરસિંહરાવની કવિત્વશક્તિનું લક્ષણ નથી. પ્રકૃતિના અમુક અમુક પ્રદેશ ઉપર જ એમની આંખ ઠરે છે, પણ જ્યાં ઠરે છે ત્યાં પૂર્ણ અને સાચા આનન્દથી ઠરે છે. એમનાં કાવ્યોમાં ઉષા–સિન્ધુ–ચન્દ્રિકા–તારા–મેઘ વગેરેનાં વર્ણન વારંવાર થતાં વાંચી કેટલાક વાચકોને કંટાળો આવે છે, પણ તેઓને પ્રકૃતિના આ વિશિષ્ટ પદાર્થોમાં મનુષ્ય-હૃદયને આનન્દ આપવાની જે અખૂટ અને સનાતન શક્તિ ભરી છે તેનો અનુભવ થયો હશે કે કેમ એ વિશે શંકા ઉપજવા જેવું છે. અક્ષર આનન્દ આપનારા આ પ્રકૃતિના પદાર્થોમાંના કેટલાક–સિન્ધુ–ઉષા–ચન્દ્રિકા–ઘનખંડ–આ કાવ્યમાં પણ દર્શન દે છે. પણ એનો ઉપયોગ આછો, રસને દબાવી ન દે એવો છે; બલ્કે, અત્રે આલેખેલા મનુષ્યહૃદયના સુન્દર અને ભવ્ય–આર્દ્ર અને ગંભીર–ભાવોને વધારે રસિક બનાવવા માટે જોઇતી અનુરૂપ ભૂમિકા પૂરી પાડે છે.

(૩) ત્રીજું-રા. નરસિંહરાવની ભાષા–ઉત્તમ સંસ્કૃત કવિની ભાષા છે. જેમને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નથી તેમને એ ભાષા કૃત્રિમ લાગે એમાં નવાઇ નહિ. પણ સંસ્કૃત સાથે પ્રેમ અને પરિચય ધરાવતા વાચકોને તો એમની શબ્દની પસંદગી એવી

યથાર્થ રુચિર અને સૌષ્ઠવવાળી લાગે છે કે એમનાં કાવ્યોમાં અર્થ અને શબ્દ વચ્ચે અધિક મનોહરતા કોની ગણવી એ એક પ્રશ્ન થઈ પડે છે. રા. **નરસિંહરાવ**નાં કાવ્યોમાં દરેક ભાવ, વિચાર, આકૃતિ, ક્રિયા અને ગુણ માટે એવો યથાર્થ શબ્દ પસંદ કરેલો જોવામાં આવે છે કે એ ઠેકાણે બીજો સૂચવતાં વાચકનું કોશજ્ઞાન કુંઠિત થાય છે. વળી જેવી શબ્દની પસંદગી છે તેવું જ મનોહર છંદ અને સંગીતનું માધુર્ય છે. છંદમાં ખંડહરિગીત અને ઉપજાતિ—વસન્તતિલકા આ કાવ્યમાં એમને ખાસ પ્રિય થએલા જોવામાં આવે છે. સાદા તેમ જ ગંભીર હૃદયના ભાવ અને સૃષ્ટિના દેખાવ સાદી રીતે વર્ણવવાને માટે આ વૃત્ત બહુ અનુકૂળ છે. પણ જ્યાં કલ્પનાને પરમ શિખરે પહોંચવાની જરૂર જણાઈ છે ત્યાં ઔચિત્યવિચારપુરઃસર ભૈરવીની યોજના કરી છે. એમાં ભક્તિ કરુણ અને વાત્સલ્ય કેવી આર્દ્રતાથી અને સુકુમારતાથી પ્રકટ થયાં છે! સાંભળો:

મંગલ મન્દિર ખોલો,
દયામય!
મંગલ મન્દિર ખોલો!

જીવનવન અતિ વેગે વટાવ્યું,
દ્વાર ઊભો શિશુ ભોળો;
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લ્યો, લ્યો.
દયામય!
મંગલ મન્દિર ખોલો!

નામ મધુર તમ રટ્યો નિરન્તર,
શિશુ સહ પ્રેમે બોલો;
દિવ્ય તૃષાભર આવ્યો બાલક,
પ્રેમ—અમીરસ ઢોળો.

દયામય !

મંગલ મન્દિર ખોલો !

આપણે પણ આ છેલ્લા જ શબ્દોથી—પરજીવનની ઝાંખી કરતા કરતા—આ અવલોકન સમાપ્ત કરીએ અને છેવટે કઠોપનિષદ્‌ની ફલશ્રુતિ ઉચ્ચારીએ કે

मृत्युप्रोक्तां नचिकेतोऽथ लब्ध्वा विद्यामेतां योगविधिं च कृत्स्नम् ।
ब्रह्मप्राप्तो विरजोऽभूद्विमृत्युरन्योऽप्येवं यो विदध्यात्ममेव ॥

આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ



# બે બોલ

એક જણે કહ્યું છે—"ત્હમે હસશો તો જગત્ ત્હમારી સાથે હસશે; રુદન કરશો, તો એકલા જ રુદન કરવું પડશે." આ કરુણપ્રશસ્તિ પ્રસિદ્ધિમાં મૂકતાં આ સંભવનું વિસ્મરણ થયું નથી. આ ખંડકાવ્યમાં રુદનનું સ્થાન પશ્ચાદ્ભૂમિમાં જણાશે એમ આશા છે. આ કાવ્ય સમાન દુઃખવાળાં અન્ય મનુજબન્ધુભગિનીઓમાંથી કોકને પણ આશ્વાસન આપી શકશે તો કાવ્યપ્રસિદ્ધિ સફળ થઈ એમ હું માનીશ.

પ્રોફેસર આણંદશંકરે ઉપોદ્ઘાત તથા ટીકા પોતાના ઉત્સાહથી પ્રેરાઈને લખી આ લઘુ ગ્રન્થમાં કીમતી ઉમેરો કર્યા માટે ઉપકાર માનવાનું આ સ્થળ નથી; એ તો આ પ્રસંગે સહકારીને સ્થાને આવ્યા છે. માટે મૌન જ ઉચિત છે.

ચિત્રોની યોજનામાં મ્હને મિ૦ **હાજીમહમદ અલારખ્યા શિવજી**ની આરંભથી તે અન્ત સુધી ઉલટભેર મદદ મળી છે, તે સંબંધે પણ ઉપર કહેલી વૃત્તિ જ ધારણ કરીને રહુંછું.

૩૧ મી આગસ્ટ · ૧૯૧૫ **ન. ભો.**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

પહેલી આવૃત્તિ ખપી ગયા પછી લાંબે ગાળે આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે એથી વિશેષ કાંઈ કહેવાને માટે અત્યારે પ્રસંગ નથી. નવી આવૃત્તિમાં વસ્તુમાં ફેરફાર કર્યો નથી; કોઇ કોઇ સ્થળે મ્હેં જે નોંધ લખેલી તે બધી તે તે સ્થળે છાપેલી છે. ઘણે ભાગે ટીકા વિભાગમાં આવી નોંધનો સમાવેશ થયો છે, અને તે બધી મૂળ ટીકાથી જુદી છાપેલી છે.

પ્રકાશકો—મેસર્સ સી. જમનાદાસની કંપનીએ પ્રસિદ્ધિ માટે જે કાળજી રાખી છે તે માટે એઓનો ઉપકાર માનું છું.

આ આવૃત્તિનાં પ્રૂફ સુધારવાનું કામ રા. ભાનુશંકર બાબરશંકર વ્યાસે કર્યું છે તે માટે તેમનો પણ આભાર માનું છું.

મરીન વિલા
ખાર
તા. ૩૧-૧૨-૧૯૩૫

નરસિંહરાવ ભોળાનાથ



Sunset and evening star,
And one clear call for me!
And may there be no moaning of the bar
When I put out to Sea.

For tho' from out our bourne of Time and Place
The flood may bear me far,
I hope to see my Pilot face to face
When I have crost the bar.

*Tennyson.*

# સ્મરણસંહિતા

## ખંડ ૧ લો

### ૧

[ છંદ હરિગીત ]

ઊછળી ઉલ્લાસથી
સિન્ધુ-ઉર પર રાજતા
હસે ઉજ્જ્વલ હાસથી
અગણ્ય તરંગો આજ આ; ૧

હાસ કાલે જે હતું,
હાસ તે આજે લસે;
સિત તરંગો! બન્ધુ મુજ!
કરજો ક્ષમા, ઉર ના હસે. ૨

ના હસે ઉર માહરું,
આજ હું લાચાર છું;
ના રુવે ઉર માહરું,
ધારું અકથ્ય હો ભાર હું. ૩

તમ સમા ઉલ્લાસથી
નાચતો જીવન-ઉરે
અન્ય સિન્ધુતરંગ હા!
આજે ન જીવનમાં સ્ફુરે! ૪

જાગતાં ઓથાર કો
દાબતો મુજ ઉરને;
અણદીઠો પાષાણ કો
રોકે નયનના પૂરને. ૫

વાણી વદવી ના ગમે,
મૂક ભાર વહું ઉરે;
તદપિ વાણીરૂપમાં,
એ ભાર ઉર હલકો કરે. ૬



•૨•

કાલ્ય ને દિન આજનો–
ભેદ બેમાં શો પડ્યો?
નાચતું ઉર થંભિયું;
ગૂઢાર્થ કોને એ જડ્યો? ૭

જાગશે ઉર શું ફરી,
પૂર્વના ઉલ્લાસથી?
સુખ ઉપર શું વ્યાપશે
શુભ ચન્દ્રિકા સુખયામિની? ૮

હાસ્ય જે રમતો હતો,
પૂર જીવનજોસમાં;
આજ એ ચાલી ગયો
હા! લાડકા મુજ રોષમાં! ૯

પેલું રાતું બિમ્બ જો!
સિન્ધુમાં ડૂબી જતું:
પાછું હાસ્ય પ્રભાતમાં
ઉલ્લાસભર થાશે છતું. ૧૦

બાળ મુજ ગુમ જ થયો
મૃત્યુના પટ પાછળે:
શું છતો પાછો થશે!
હમને ફરી શું એ મળે? ૧૧

તારકિત રજની પટે
કાવ્યસંગીતો સુણે
કવિજનો ઉલ્લાસમાં,
મુજને ન તે શ્રવણે પડે. ૧૨

*

જિંદગી આ જગપટે—
બાજી છે અસમાન એ;
શક્તિસંગે ખેલિયે,
અણદીઠ ને બળવાન જે. ૧૩

મોહથી નિજ માનિયાં
સોગટાં જે આપણે,
શક્તિ તે મન ધારિયાં
હા! લે હરી બીજી ક્ષણે! ૧૪

દાવ રમિયે નવ નવા
સોગટાં જ બચાવવા,
ગૂઢ શક્તિ સમર્થ એ
ના દે કંઈ પણ ફાવવા. ૧૫



· ૩ ·

માત, ભગિની, મિત્રને
ઉર પડ્યા આઘાત તે
તું ન શું જાણે કદી?—
ને શૂન્ય મૂક્યો તાત હેં. ૧૬

એહ સ્થિર ક્રમયોજના
આજ ત્હેં ક્રમભંગથી,
બાળ મુજ પૂર્વે હરી,
તોડી; નિયમ શું દૃઢ નથી? ૩૨



૪

[ વસન્તતિલકા ]

તન્ત્રી તૂટી ગઈ બધી, રહી એક શેષ,
ત્હેને કરાઙ્ગુલિ રહી પકડી વિશેષ;
એ વાદ્યને ધરી ઉછંગ અબોધ આશા
બેઠી પલાણી ભૂમિ ગોળ જ, નેન પાટા. ૩૩

એ ચિત્ર બાળ! તુજને અતિશે જ વ્હાલું,
શય્યાસમીપ લટકાવી હમેશ રાખ્યું;
ત્હેને વિલોકી ઉર આ કંઈ ઊભરાય;
ક્યહાં એ પ્રવાહ વહશે? કંઈ ના કળાય. ૩૪

[ છંદ હરિગીત ]

તન્તુ એ અવશિષ્ટ હા!
તૂટિયો આશાતણો,
બાળ! તુજ જે તાંતણે
આધાર જીવનનો ગણ્યો. ૩૫

મૃત્યુશય્યાએ રહી
હે વગાડ્યું વાદ્ય જે,
તું હવે ઊડી જતાં,
જો! મૂક પડિયું આજ એ.

મૂક થઈ તન્ત્રી બધી,
વાદ્ય એ નીરસ થયું;
આત્મનું સંગીત તુજ
થઈ મૂક તે પણ સ્થિર રહ્યું.

*

શ્યામ પડ તિમિરોતણાં
માર્ગ મુજ જો! આવરે;
ભીંત્ય દૃઢ પાષાણની
આ કોણ રચી ઊભી કરે?

દ્વાર તહિં દેખાય ના,
કોણ એ દેખાડશે?
દિવ્ય બળથી ભીંત્ય એ,
હા! કોણ તોડી પાડશે?

દ્વાર દેખું બંધ, ત્હાં
વજ્રતાળું મારિયું;

કૂંચિયો વિધવિધ લઈ
ઊઘાડવાને હું મથું. ૪૦

ઊઘડે નવ દ્વાર એ;
પાય મુજ નીચે સરે;
ક્ય્હાં કળુંછું કળણમાં?
મુજને ખબર કંઇ નવ પડે. ૪૧

ધર્મબળ! મુજ બન્ધુ ઓ!
દિવ્ય શ્રદ્ધા! માત ઓ!
કળણકર્દમ ડૂબતો
કો રોકજો ધરી હાથ ઓ! ૪૨



· ૫ ·

મધ્યરજનિ — ઉછંગમાં
તારલા ચમકી રહ્યા;
ઘોર સિન્ધુતરંગમાં
ઘન ઘોષ કંઇ ઘુરકી રહ્યા. ૪૩

એ નિહાળું, એ સુણું,
સુણું નિરખું ત્ય્હાં ત્હને;

પદપદે પ્રત્યક્ષ તું,
ક્યમ માનું તું નથી કો ક્ષણે? ૪૪

તદપિ રજનીકુહરમાં
શોધ કરતો તાહરી,
ભમ્યો તારક તારકે,
નવ ભાળ લાગી કહિં ખરી. ૪૫

ચન્દ્રમાં, રવિબિમ્બમાં,
રાત્રિયે ને દિન ઊગ્યે,
શોધિયો તુજને બધે,
પણ ગૂઢ તું કહિં નવ જડે.– ૪૬

"ગૂઢ શું છે, મૂઢ હે!"
વાણી હેવી શી થઈ!
તિમિરમાં તારક થકી
પ્રગટી અને ડૂબી ગઈ! ૪૭

"મૂઢ માનવ બાળ ઓ!"
વાણી પાછી ઊપની:–
"ભસ્મ થયું તે શું હવે
ફરી રૂપ ધરશે માનવી? ૪૮

કૂંચિયો વિધવિધ લઈ
ઉઘાડવાને હું મથું. ૪૦

ઊઘડે નવ દ્વાર એ;
પાય મુજ નીચે સરે;
ક્‌હાં કળું છું કળણમાં?
મુજને ખબર કંઈ નવ પડે. ૪૧

ધર્મબળ! મુજ બન્ધુ ઓ!
દિવ્ય શ્રદ્ધા! માત ઓ!
કળણકર્દમ ડૂબતો
કો રોકજો ધરી હાથ ઓ! ૪૨



· ૫ ·

મધ્યરજનિ — ઉછંગમાં
તારલા ચમકી રહ્યા;
ઘોર સિન્ધુતરંગમાં
ઘન ઘોષ કંઈ ઘુરકી રહ્યા. ૪૩

એ નિહાળું, એ સુણું,
સુણું નિરખું ત્‌હાં ત્‌હને;

પદપદે પ્રત્યક્ષ તું,
ક્યમ માનું તું નથી કો ક્ષણે? ૪૪

તદપિ રજનીકુહરમાં
શોધ કરતો તાહરી,
ભમ્યો તારક તારકે,
નવ ભાળ લાગી કહિં ખરી. ૪૫

ચન્દ્રમાં, રવિબિમ્બમાં,
રાત્રિયે ને દિન ઊગ્યે,
શોધિયો તુજને બધે,
પણ ગૂઢ તું કહિં નવ જડે.– ૪૬

"ગૂઢ શું છે, મૂઢ હે!"
વાણી હેવી શી થઈ!
તિમિરમાં તારક થકી
પ્રગટી અને ડૂબી ગઈ! ૪૭

"મૂઢ માનવ બાળ ઓ!"
વાણી પાછી ઊપની:–
"ભસ્મ થયું તે શું હવે
ફરી રૂપ ધરશે માનવી? ૪૮

આત્મ નવ નજરે પડે,
ધર્મની ભ્રમણા બધી;
દેહ ભસ્મીભૂત તે
નવ આવશે જગમાં કદી. ૪૯

વીસરી જા ભસ્મને,
માણ્ય સુખ જીવનતણું,
નયનથી દીસે નહિં
તે નાસ્તિ નાસ્તિ, ખરું ભણું. ૫૦

તિમિર નથી, નથી ભીંત્ય કો
દૃષ્ટિ ત્હારી આગળે:
નાસ્તિતાનું સત્ય જો,
તો ભીંત્યતિમિરો સરી પડે. ૫૧

ભીંત્ય નહિં, તો દ્વાર શું?
દ્વાર નહિં, પછી કુંચી શી?
જીવવું, સુખ સેવવું,
એથી મધુર સ્થિતિ બીજી શી?"– ૫૨

વાણી લુપ્ત થઈ ગઈ,
નવ પ્રતીતિ ઉર થઈ:

ઊનતા ઉરમાં હતી,
તે ત્હેવી ને ત્હેવી રહી. ૫૩

રાત્રિ શમવા લાગી ત્ય્હાં,
પૂર્વમાં પ્રગટી ઉષા,
ને અવર વાણીતણા
મધુરા સ્વરો શ્રવણે ધર્યા:— ૫૪

"વત્સ ! આશા તજ નહિં,
તિમિર સહુ સરકી જશે,
બંધ દ્વાર ઉઘાડવા
લે કૂંચી આપું કર વિશે." ૫૫

કૂંચી લઈ ઉઘાડિયું
દ્વાર,—ને આશું દીઠું ?
દિવ્ય મન્દિર આગળે
સંગીત થાતું કંઇ મીઠું ! ૫૬

[ ભૈરવી રાગિણી ]

"મંગલ મન્દિર ખોલો,
દયામય !
મંગલ મન્દિર ખોલો !

જીવનવન અતિ વેગે વટાવ્યું:
દ્વાર ઊભો શિશુ ભોળો;
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લ્યો, લ્યો,
દયામય !
મંગલ મન્દિર ખોલો ! ૫૭

નામ મધુર તમ રટ્યો નિરન્તર,
શિશુ સહ પ્રેમે બોલો;
દિવ્યતૃષાભર આવ્યો બાલક,
પ્રેમ – અમીરસ ઢોળો,
દયામય !
મંગલ મન્દિર ખોલો !" ૫૮

[ ખંડ હરિગીત ]

દિવ્ય દીપ્તિથી દીપતો
બાળ મુજ ઊભો રહ્યો,
દિવ્ય મન્દિર ઊઘડ્યું,
ને તાતચરણે એ ઢળ્યો. ૫૯

*

વિસારી સર્વ એ વ્હાલાં,
જો! સનાતન શાન્તિમાં
સૂતો,—સૂતો,—નહિં જાગે;
દિવ્ય ગાન સુણે ઊંડાં.

—હૃદયવીણા

## ખંડ ૨ જો

### ૧

[ખંડ હરિગીત]

રૂપ ભૌતિક લુપ્ત તુજ,
રૂપ કે'વું હવે હશે?
ભેટતાં પરલોકમાં
અન્યોન્ય ઓળખ કંઇ થશે? ૧

દેહના અસ્તિત્વ પર
તુજ સ્મરણ શું ટકશે?
દેહ થાતાં લુપ્ત શું
તુજ સ્મરણ પણ લુપ્ત જ થશે? ૨

ઓ! બચાવો કોઇ એ
હીન વિસ્મૃતિમાર્ગથી;
દૃષ્ટિપથથી દૂર ને
નવ વીસરું,—એ દ્યો સ્થિતિ. ૩

પ્રેમબળથી બલવતી
શક્તિ સ્મૃતિની માહરી
મૂર્તિ તુજ શું નહિં કરે
ઊભી, રચી શાશ્વત ફરી ૪

ને સબળ મુજ આત્મ આ
આત્મ તુજ સંમુખ કરી,
દર્શનો પ્રત્યક્ષ શું
નહિં થાય છબિ અભિમુખ ધરી? ૫

દેહ ભસ્મ બની જતાં
તું બન્યો જ અસત્ય શું?
કેમ એ કલ્પી શકું?
તુજ સત્યતા હું ક્યમ ભૂલું? ૬

તું નથી જો સત્ય, તો
આત્મ મુજ, પરમાત્મ, ને
સર્વ છે જ અસત્ય;—એ,
મુજ હૃદયમતિ કહે, ના બને. ૭

કાળ શું નિજ બળવડે
સ્મરણચિત્રો ભૂસશે?
એમ જો સત્ય જ હશે,
તો દેહ સહ સઘળું જશે! ૮

હૃદય એ માને નહિં,
આત્મતત્ત્વ સ્વસિદ્ધ છે;
અન્યમત, મુજ મન કહે,
ઉપપત્તિકેરી વિરુદ્ધ છે. ૯

અન્ય શાણા જન વળી
દે મ્હને આશ્વાસનો:—
'કાળ ઔષધ દુખ તણું;'
હા! એ નિરર્થક હું ગણું; ૧૦

સ્મરણલોપક કાળબળ
નવ રુચે મુજને કદી;
પ્રિયજનો નિત્યે રમે
મુજ સ્મરણમાં;—એ શુભ સ્થિતિ. ૧૧

કાળ ઓ! તું તૃપ્ત થા
બાળ મુજ સોંપ્યો હરી!
મા પ્રહાર નવો તું દે
તુજ મન્ત્ર વિસ્મૃતિનો ધરી. ૧૨

શત્રુ મુજ સહુ વીસરું,
વીસરું જગદુઃખને;
એક પ્રિયજન—આત્મને
નવ વીસરું હું કો ક્ષણે. ૧૩

જ્ઞાનબન્ધે રોકિયાં
અશ્રુજળ રેલાવીને
સ્મરણ મોંઘા બાળનાં
તાજાં નિરન્તર છો બને. ૧૪

અશ્રુ ઔષધ દુઃખનું,
સ્નેહવૈદ્યે આપિયું;
અશ્રુરૂપે વહી જતું
વિષ ઉર વિશે જે વ્યાપિયું. ૧૫

હા ! સ્મરણ તુજ ક્ષણ ક્ષણે
ઉર વિશે જ જગાડીને
શોક તુજ વિચ્છેદનો
ભૂલી જશું ધૃતિ ધારીને; ૧૬

હા ! તદપિ શું શક્ય છે
સ્મરણ હેવાં સેવવાં,
જે મહિંથી ટાળિયે
કટુ બિન્દુ દુઃખતણાં નવાં ? ૧૭

સ્મરણ ને શોકાશ્રુનો
ભેદ કરતાં ક્યહાં શીખું ?
ક્ષીરનીરવિવેક એ
પ્રભુ ! તુજ કૃપાથી કરી સકું. ૧૮



[ ઉપજાતિ—વસન્તતિલકા ]

શૃગાલસન્ધ્યાવતીની પરીક્ષા
લેવા અઘોરી બની માગી ભિક્ષા
પ્રચંડ દેવે સુતમેધકેરી;
તો એ ન ભક્તિ ડગી બે જણની અનેરી; ૧૯

અર્પ્યો ખુશીથી નિજ બાળ મોંઘો,
ન અશ્રુ ઢાળ્યાં, હૃદયે ન શોક;
પ્રસન્ન ઈશે થઈ શોક ટાળ્યો;
એ બાળને જ નવજીવનમાં જગાડયો. ૨૦

कालोऽस्मि लोकक्षयकृत्—વધો જે,
અઘોરી એ કાલસ્વરૂપ યોજે;
મ્હારી કનેથી સુતમેધ લીધો,
ને મૃત્યુપાર નવજીવન લાભ દીધો. ૨૧

માગ્યું શૃગાલે વર એક પોતે,—
'ન હોવી દેશો કસણી જ કોને;'
પ્રભો! તથાપિ મુજનો કશ્યો કાં
બે બાલકો હરી લઈ ઉરરત્ન મોંઘાં? ૨૨

માગ્યું, તથાપિ વરદાન ત્હેં એ
આપ્યું ન આપ્યું—ન કથા કહે તે;

દયાળુ! ત્હેં માનવના હિતાર્થે
જે ગૂઢ રાખ્યું ક્યમ ખોળું હું તેહ વ્યર્થ? ૨૩

ખરે, બનું હું અપરાધી કે'વો
દયાળુને પૂછી જ પ્રશ્ન હેવો!
કસોટી નિત્યે અહિં ભક્તિકેરી
ચાલી રહી જગ વિશે દુઃખથી ભરેલી. ૨૪

કરેછ લોકક્ષય કાલ જેહ,
અલોક્યને સ્પર્શ કરે ન તેહ;
અલોક્ય આત્મા મુજ બાળના જે,
તે દિવ્યધામ નવજીવનમાં વિરાજે. ૨૫

*

ઓ મૃત્યુ! ઓ દુઃખ! ભલે જ મ્હાલો!
આ વિશ્વમાં પૂર્ણ પ્રતાપ ધારો!
ત્હમે ખરાં બન્ધુ ગણી વધાવું,
દંષ્ટ્રા કરાલ નિરખી નહિં ખિન્ન થાઉં. ૨૬

ત્હમારી સીધી કંઇ વાદકોટિ
ન તર્કશાસ્ત્રો જીતશે જ કોદિ;
હજાર વાદો ન કરી સક્યા જે
તે એક તીક્ષ્ણ તમ શસ્ત્રસમર્થ સાધે. ૨૭

ભલે મ્હને નિર્બલ માની નિન્દો,
કુતર્કશાસ્ત્રી ! નિજ બુદ્ધિ વન્દો;
દુઃખો ઘસાશે, પણ બોધ સ્થાયી
છાપે ઉરે સુદૃઢ છાપ, ન તે ઘસાય. ૨૮

એ બોધને ઘેલપણું ગણે કો,
મ્હને ન ચિન્તા મન આ ક્ષણે કો;
વધાવું એ નિર્બલતા જ ઘેલી,
જેમાં રહી સબલતા દૃઢ ભક્તિ કેરી. ૨૯

*

[ ખંડ હરિગીત ]

કટુ ઔષધ મ્હેં પીધાં
દેહહિતકાજે ઘણાં
મુખ બગાડયું ના જરી,
પાળ્યાં વચન વૈદ્યોતણાં. ૩૦

પરમ વૈદ્યે આપિયું
આત્મહિતને કાજ જે,
કેમ સ્થિર રહી ના પીઉં
કટુભાસી ઔષધ આજ એ ? ૩૧

રોગશાન્તિ સધાવવા,
આત્મબલને પોષવા,
પાયું ઔષધ પીવું તે;
મુજ વૈદ્યને દઉં દોષ કાં? ૩૨



· ૩ ·

સરલ શુદ્ધચરિત્ર તું
કપટમય આ જગ મહિં;
કેમ કરી વિજયી થશે?–
ચિન્તા હમે કરતાં કંઈ; ૩૩

ને થતી ચિન્તા ઘણી
ભાવિઘટના તુજ વિશે;
ભાર એ અમ ઉર તણો,
હરવા શું નિશ્ચય તુજ હશે? ૩૪

હેતુ એહ ઉદારથી
છોડી જીવનસુખ અરે!
આશ ને ઉલ્લાસ સહુ
તજી ચાલિયો તું શું ખરે? ૩૫

સ્નેહ વા ભગિનીતણો
અધિક આકર્ષક થયો ?
બેઠી એ સુખધામમાં
ત્હાં વેગથી તું પણ ગયો ? ૩૬

પુણ્યમૂર્તિ મુજ પિતા,
સાધુજન કંઇ અણુગણ્યા,
આત્મ સહુના જ્યહાં વસે,
વશી સાધજે ત્હાં સાધના. ૩૭

'અન્યનાં ઉર વાંચતાં
ક્ષમાધર્મ સધાય છે;'—
ત્હારું જીવનસૂત્ર એ
આજે સુબોધક થાયછે. ૩૮

ક્ષમા, સ્નેહ, ઉદારતા
અમ હૃદયમાં રેડવા
આવિયો તું જગ વિશે,
મનની મલિનતા ફેડવા; ૩૯

પૂર્ણ કરી નિજ કાર્ય એ,
ફલ-અપેક્ષા છોડીને;
યોજના થઈ સિદ્ધ તુજ,
તુજ ગૃહ ગયો તું દોડીને. ૪૦

मरण माझें मरोन गेलें । मज केलें अमर ॥

—तुकाराम

## ખંડ ૩ જો

• ૧ •

[ છંદ હરિગીત ]

ઈશ્વરેચ્છા બલવતી,
શરણ થાવું તેતણે;—
મ્લાન વચનો બોધનાં
શાણા જનો મુજને ભણે. ૧

બોધ એ નવ ઉર વસે,
તત્ત્વ બીજું જાણું હું;
શરણપદ લાચારીનું
તે ગુણરૂપે ન વખાણું હું. ૨

ઈશ-ઇચ્છાસંગમાં
ભેળું ઇચ્છા માહરી,
બે પ્રવાહો એકઠા
થાતાં મધુરતા છે ખરી; ૩

ઈશની ઇચ્છાતણા
સ્વરની સંગે મેળવું
મ્હારી ઇચ્છાના સ્વરો;—
સંગીત એ તો અવનવું. ૪

તાતની ઇચ્છા થકી
ભિન્ન મુજ ઇચ્છા થતાં
બેસુરા ધ્વનિ લાગીને
મુજ શ્રવણને એ પીડતા. ૫

વિષમ છે એ સાધવું
ધર્મનું સંગીત તો;
વિશ્વના ઉસ્તાદની
તાલીમ લે તે રીઝતો. ૬

*

યન્ત્ર આ બ્રહ્માણ્ડનો
ગૂઢ નિયમે ચાલતો,
એક લક્ષ્યસ્થળ ભણી
જાતો વિકાસે મ્હાલતો; ૭

અણગણ્યાં બ્રહ્માણ્ડના
ગણ રહ્યા આ તરવરી,
એહ લક્ષ્યસ્થળ ભણી
ચાલ્યા જતા પદ સ્થિર ધરી; ૮

માનવી જીવનતણો
ભવ્ય જે ઇતિહાસ તે,
અધિક એથી ભવ્ય વળી
ભાવિ તણો જ વિકાસ તે. ૯

નિયમવશ ઉત્ક્રાન્તિમાં
મેળ હેનો છાજતો,
ઘટિતઘટનાયોગ એ
સંગીતસ્વરસમ રાજતો; ૧૦

જીવને સુખદુઃખના
રંગ વિધવિધ ગૂંથિયા,
નિયમ ગૂઢ વડે બધા
સંધાઈ એ સર્વે રહ્યા; ૧૧

સર્વ સ્થળમાં વ્યાપિયું
નિયમનું સંગીત એ,
મૂળ સ્વર એ ગીતનો
ઇચ્છા નિયંતાની ખરે; ૧૨

એહ સ્વર જ પ્રધાન છે,
અન્ય તે સંગે ગૂંથ્યા,
તીવ્રકોમળરૂપ સહુ
બનતા વિકારો નવનવા; ૧૩

ગૂઢ છે કંઇ યોજના
ભવ્ય એ સંગીતની,
એક યોજક દિવ્ય તે
સંગીતનાયક રહે બની; ૧૪

મન્દ માનવકીટ હું
દિવ્ય એ સંગીતમાં
દોષ ક્યમ કાઢી સકું?
ક્યમ ભંગ કરું સ્વરનૃત્યમાં? ૧૫



· ૨ ·

ગીત તું રચતો હતો
અર્ધરચ્યું તે મૂકિયું;
કાવ્યગીતતણા સુરો
નિઃશબ્દ શૂન્ય થયા ગણું? ૧૬

એથી મધુરું ગીત જો
મધુર તુજ જીવનતણું
હા! અપૂર્ણ રહી ગયું!
એ ગીત શું મૂક જ થયું? ૧૭

સ્નેહ, પ્રેમ, ઉદારતા—
મધુર સ્વર જે'માં બને,
ક્ષમામેળ ઘડંતું તુજ
જીવનતણું સંગીત એ; ૧૮



ખંડ • ૩ શ્લોક • ૨૦

મૂક શું એ થઈ જશે
મૃત્યુના આઘાતથી ?
મધુરતાપડઘા રહે ?
શ્રોતા શું ગીતતણા નથી ? ૧૯

ગીત એ નથી વિરમિયું.
વ્યર્થ નથી સ્વરયોગ એ,
અધિક ઉત્ક્રમ પામતું
સંગીતનાયક તે સુણે. ૨૦

મર્ત્ય જીવન તો ખરે
માત્ર પૂર્વાલાપ છે;
પૂર્ણ ગીતસમૃદ્ધિ તો
પરકાલસંગીતે વસે. ૨૧

દિવ્ય ભૂમિ વિશે બધા
સન્ત આત્મગુણોતણું
ખીલવતા સંગીત, ત્યહાં
તુજ ગીત પૂર્ણ થશે,—ગણું. ૨૨

દિવ્ય નાયક ગીતનો,
સ્નેહવાત્સલ્યે ભર્યો,
ગીતને અનુમોદતો
સુણતો રહે ત્યહાં તો ખરો. ૨૩

ધન્ય જીવન મુજ થશે,
જ્યાહરે સંગીત એ
શ્રવણ મુજ પડશે બધું
સંપૂર્ણ રૂડી રીત્ય એ. ૨૪

આશ મ્હોટી રાખતો
અહિં રચું આલાપ હું,
મન્દ પણ સ્વર શુદ્ધથી,
પરભૂમિસંગીતે ભળું. ૨૫



• ૩ •

પ્રિયજનો ચાલી જતાં
જગ વિશે જે ટળવળે
બન્ધુગણ, તે સર્વને
કો શૃઙ્ખલા દૃઢ સાંકળે; ૨૬

મૃત્યુ નવ પૂરું કરે
જીવનું જીવન અહિં;
અધિક અધિક વિકાસની
છે ભૂમિ અન્ય; જવું તહિં. ૨૭

મૃત્યુ ને જીવનતણો
મર્મ ઊંડો કો લહે;
મૃત્યુ તે જીવનતણું
છે અન્ય રૂપ;—બુધો કહે;— ૨૮

આ રહસ્યો સહજમાં
મૃત્યુ મુજને શીખવે;
ગ્રન્થ શાસ્ત્રોના ન જે
મુજ ઉર વિશે કદી ગોઠવે; ૨૯

દુઃખ–અગ્નિતણા ગુણે
આત્મ-ઉજ્જવલતા વધે,
કઠણ તે કોમળ બને,
ને ઉર વિશાળ થઈ રહે. ૩૦

*

સત્ય એ સઘળું હશે,
તોય શઙ્કા ખૂંચતી—
આ રહસ્યો શીખવા
શિદ વિપદ જાતે વેઠવી? ૩૧

વિશ્વમાં વ્યાપી રહ્યું
દુઃખ તો ભરપૂર છે,
મનુજબન્ધુતણા દુખે
સમદુઃખ આ મુજ ઉર છે; ૩૨

મૃત્યુજીવનતત્ત્વને
છાપવા મુજ ઉર વિશે
વિશ્વદુઃખતણી વ્યથા
અસમર્થ શું પ્રભુને દીસે? ૩૩

વિશ્વમાં વ્યાપક મહા-
દુઃખથી જો બુદ્ધને
તીવ્ર સંવેદન થયું,
ત્યમ મુજ ઉરે શું નવ બને? ૩૪

નિત્ય નિત્ય યમાલયે
જાય જગના જીવ, જો!
એથી શાસન નહિં મળે?
શું પ્રિયજનો ખોવાં, પ્રભો? ૩૫

*

ધીર વાણી ઉર વદે:-
"આપદુખસમ અન્ય કો

નવ દિયે શાસન ખરું,
નવ દુઃખી જનસમ ધન્ય કો; ૩૬

આપદુખની તીક્ષ્ણતા
વિશ્વદુખમાં ના વસે,
બુદ્ધસમ સમભાવની
નવ તીવ્રતા સઘળે દીસે; ૩૭

અશ્રુસરિતા તાહરી,
અશ્રુબિન્દુ બુદ્ધનું,
ઉભય છે સમતોલ, તો
તુજ પ્રશ્ન અર્થરહિત ગણું. ૩૮

પૂર્ણ થઈ તુજ બાળનો
અહિં આત્મવિકાસ, જો !
અધિક ઉત્ક્રાન્તિ થવા
તાતે લીધો નિજ પાસ, જો ! ૩૯

છે સમીપ સદાય એ,
દેખજો ને સ્પર્શજો;
પ્રેમસંભાષણ કરી
ધરજો અલૌકિક હર્ષ, જો ! ૪૦

અધિક એથી શું તમો
માગશો આ જીવને?

પાઞ્ચભૌતિક રૂપમાં
પાછો શું એ માનવ બને? ૪૧

તજી દિવ્ય સ્વરૂપને
નિન્દ્ય સ્થૂલ ધરે ફરી,–
ઇચ્છશો શું સ્વાર્થથી
એ અધમગતિ પ્રિયજનતણી? ૪૨

·૪·

તું દયામય છે છતાં,
મૃત્યુ પ્રભુ! ત્હેં શિદ રચ્યું?
વિશ્વમાં સુખદુઃખનું
શિદ યુદ્ધ રાખે તું મચ્યું? ૪૩

બાલબુદ્ધિ પ્રશ્ન એ
ઊઠતો ઉર જે ક્ષણે,
ધીરરવ ગંભીર કો
વાણી રહસ્ય જ કંઇ ભણે: ૪૪

"મૃત્યુકેરું સ્વરૂપ જો
સાચું માનવ પ્રીછશે

દ્વાર નવજીવનતણું
જાણી નિરન્તર રીઝશે;

જો, સનાતનતાતણું
પૂર વ્યાપ્યું સહુ સ્થળે,
મૃત્યુ ત્હાં લુસ જ થયું,
જીવન વિના ન બીજું મળે.

*

[ઉપજાતિ—વસન્તતિલકા]

કાળા ઘને ઉજ્જવલ સૂર્યબિમ્બ
ઢંકાયું—તે ચિત્ર દીસે અગમ્ય;
તથાપિ કાળી ઘનછાયપૂઠે
જ્યોતિ રહ્યો ઝળહળી ન કદી ય ખૂટે;

મૃત્યુતણી શ્યામલ છાય ઢાંકે,
અનન્તતામાં ક્ષણ ભંગ દાખે;
તથાપિ એ છાયની પેલી પારે
દેદીપ્યમાન ચિરજીવનસિન્ધુ મ્હાલે;

અનન્ત આ જીવનસિન્ધુમધ્ય
મૃત્યુ બને બુદ્બુદ, તેહ સદ્ય
જાએ ફૂટી જો ! કંઈ વારવારે,
ને સિન્ધુ તો વહી રહે અવિરામ ધારે."

એ ક્ષણે ઉર પ્રગટિયું
જ્યોતિ ઝરતું સત્ય, જો;
ગયો મોહ, સ્મૃતિ મળી,
ત્હાં હૃદય જોતું તત્ત્વ કો: ૫૦

*

[ ગરબી* ]

ઊડી ગયો ભ્રમ, ભાર ગયો મમ,
મન નિર્મળું થયું રે લોલ;
તિમિરે જનમ્યું તિમિર જતાં ક્ષણ
મૃત્યુ મરી ગયું રે લોલ. ૫૧

ચોગમ નાંખી નજર નિહાળું હું–
મૃત્યુ ક્યહાં રહ્યું રે લોલ ?
માયાદેહ ધરંતું એહ જ
મૃત્યુ મરી ગયું રે લોલ. ૫૨

દીઠું જીવનતત્ત્વ સનાતન,
સત્ય પ્રકાશિયું રે લોલ;
અમરપણું પ્રગટ્યું પછી તત્ક્ષણ
મૃત્યુ મરી ગયું રે લોલ. ૫૩

*'ગોરમા, શિદ આપ્યો અવતાર કે નાગરી નાત્યમાં રે લોલ'—એ ચાલ.

જીવન પરજીવન બે એક
અખંડ પ્રવાહ છે રે લોલ;
રૂપ બદલતું જીવન તે પર-
જીવનમાં વસે રે લોલ. ૫૪

જીવન-જ્યોતિપૂર વિશાળું
જગોજગ રેલિયું રે લોલ;
જોતાં દિવ્ય નયનથી નિશ્ચય
મૃત્યુ મરી ગયું રે લોલ. ૫૫



• ૫ •

[ છંદ હરિગીત ]

તારકિત રજનીપટે
કાવ્યસંગીતો સ્ફુરે,
હા! હવે ગંભીર રવ
એ ઊતરે આ મુજ ઉરે; ૫૬

મુજ ઉરે સ્વર એ બધા
મૂર્તિ દિવ્ય ખડી કરે
મધુર મુજ બાળકતણી,
જે તાત-અંકે સ્થિતિ ધરે. ૫૭

તાત-અંકે તું વશ્યો,
તદપિ મુજને પદપદે
તું હવે પ્રત્યક્ષ છે,
નથી નષ્ટ તું,-મુજ ઉર વદે, ૫૮

ને સદા અમ-આત્મમાં
પૂર્ણ ઓતપ્રોત તું
સૂક્ષ્મસ્વરૂપે ચિર વશી
પ્રગટાવ્ય પ્રેમજ્યોત તું. ૫૯



# ટીકા

## ખંડ ૧ લો

*

૧ થી ૪. પ્રકૃતિ અને મનુષ્યહૃદયને સામસામાં ધરીને કવિઓ એમાંથી ત્રણ પ્રકારે રસનિષ્પત્તિ કરે છે: (૧) બેનું સામ્ય, (૨) વૈષમ્ય, કે (૩) પરસ્પર અસર વર્ણવીને. આ સ્થળે બીજો પ્રકાર છે. મુખ્ય રસ ગૌણ બની ન જાય તે માટે પ્રકૃતિનું વર્ણન બહુ જ આછું રાખવામાં આવ્યું છે.

સંસ્કારી વાચક નીચે જણાવેલાં કાવ્યની પંક્તિઓ સ્મરીને અધિક આનન્દ લઈ શકશે:–

(૧) વર્ડ્ઝવર્થના " Elegiac Stanzas, suggested by a picture of Peel Castle &c":-

" So once it would have been,–'tis so no more,
I have submitted to a new control:
A power is gone, which nothing can restore,
A deep distress hath humanized my Soul.
Not for a moment could I now behold
A smiling sea, and be what I have been:
The feeling of my loss will never be old;
This, which I know, I speak with mind serene."

(૨) એ જ કવિની "Intimiations of Immortality" વાળા કાવ્યની ઉત્થાનિકા:–

"Now while the birds thus sing a joyous song
And while the young lambs bound
As to the tabors sound,
To me alone there came a thought of grief."

આખરે કવિ—

"No more shall grief of mine the season wrong."

—એમ નિશ્ચય કરીને પ્રકૃતિના આનંદમાં ભળે છે:

"My heart is at your festival."

આપણા કવિને પ્રકૃતિના સુન્દર દેખાવો વર્ડ્ઝવર્થ જેવા જ વ્હાલા છતાં, અને એમાં એમને એ અંગ્રેજી કવિ જેવો જ અતિઉલ્લાસભર્યો આનન્દ આવતાં છતાં—પુત્રવિયોગના તાજા ઘાને લીધે એ આનન્દમાં એમનાથી ભળી શકાતું નથી. અને તે માટે—

"સિત તરંગો ! બન્ધુ મુજ !
કરજો ક્ષમા, ઉર ના હસે.
ના હસે ઉર માહરું,
આજ હું લાચાર છું."

—એમ દીન વાણી વદે છે. આ કરુણ સ્થિતિ કાવ્યના મુખ્ય કરુણ રસનો પરિપોષ કરે છે.

(૩) ટેનિસનનું "In Memoriam":-

"Calm is the morn without a sound,
Calm as to suit a calmer grief,
And only through the faded leaf
The chestnut pattering to the ground:

Calm and deep peace in this wide air,
These leaves that redden to the fall;
And in my heart if calm at all,
If any calm, a calm, despair."

પ્રકૃતિમાં શાન્તિ છે—મારા હૃદયમાં નથી; છે તો તે માત્ર નૈરાશ્યની શાન્તિ છે.

પછી જ્યારે પ્રકૃતિમાં ક્ષોભ થાય છે, ત્યારે તદનુરૂપ કવિ(મિત્ર)નું હૃદય પણ શાન્ત નૈરાશ્યમાંથી નીકળી શોકક્ષુબ્ધ બને છે. જુઓ In Memoriam xv.

ના ગમે **મને; મને** ના ગમે, પણ ઉર **સ્વયં** ભાર હલકો કરે. આ આન્તર વિસંવાદ કવિના ચિત્તની વિષમ સ્થિતિ બહુ લક્ષક રીતે સૂચવે છે.

"शोकक्षोभे च हृदयं प्रलापैरेव धार्यते"

(उत्तररामचरित)

"I sometimes hold it half a sin
To put in words the grief I feel;
For words, like Nature, half reveal
And half conceal the soul within.
But for the unquiet heart and brain,
A use in measured language lies."

*Tennyson's In Memoriam.*

૭. કાલ અને આજ વચ્ચે અમાપ ભેદ.

૯. હા ! લાડકા મુજ, રોષમાં.

૧૦–૧૧. પ્રકૃતિમાં દર્શન અને અદર્શન, ઉચ્છેદ નહિ.

"The splendours of the firmament of time
May be eclipsed, but are extinguished not:
Like stars to their appointed height they climb,
And death is a low mist which cannot blot
The brightness it may veil."

*Shelley.*

" . . . . . . . . . . Is it fact
to which I cleave,
Is it fancy I but cherish, when I take upon
my lips
Phrase the solemn Tuscan fashioned, and declare
the soul's eclipse
Not the soul's extinction?"

*R. Browning.*

૧૨. 'મુજને ન તે શ્રવણે પડે':આત્મા શોકજડ બનેલો, તેથી એ શોક પ્રભુપ્રેમથી ફેડાશે પછી કવિ કહેશે:

તારકિતરજનીપટે
કાવ્યસંગીતો સ્ફુરે,
હા! હવે ગંભીર રવ
એ ઊતરે આ મુજ ઉરે

(ખં. ૩. ૫૬)

૧૩–૧૫. આપણી શક્તિ પગલે પગલે કુંઠિત થતી અનુભવાય છે એ આ વિશ્વમાં આપણા કરતાં અધિક શક્તિ છે એનું પ્રમાણ.

ભર્તૃહરિના—

"यत्रानेके क्वचिदपि गृहे तत्र तिष्ठत्यथैको
यत्राप्येकस्तदनु बहवस्तत्र नैकोऽपि चान्ते ।
इत्थं चेमौ रजनिदिवसौ दोलयन् द्वाविवाक्षौ
कालः काल्या भुवनफलके क्रीडति प्राणिशारैः" ॥

—આ શ્લોકમાંની કલ્પના ભિન્ન છે. એમાં કાલ અને કાલી આ ભુવનપટ ઉપર પ્રાણીમાત્રને—આપણ મનુષ્ય સુદ્ધાંને—શોગટાં બનાવીને રમે છે; અહિં, આ વિશ્વની 'અણદીઠ અને બળવાન' શક્તિ (Cosmic Force) સંગે આપણે ખેલીએ છીએ, અને જે શોગટાં આપણે 'આપણાં કરી માનીએ છીએ તેને ક્ષણવારમાં એ મારીને હરી લે છે—એમ કલ્પનાભેદ છે. ઉભયમાં મનુષ્યની દીન—લાચાર—સ્થિતિનું ચિત્ર છે.

૧૬ થી ૨૮. ગત બાળને કરુણ સંબોધન. કુટુમ્બજનોનો શોક; અને એક બીજાના શોક અને ધૈર્યના દર્શનમાંથી ઉત્પન્ન થતું સમાશ્વાસન.

૧૯. સહુ કુટુમ્બજનોએ એક બીજા સાથે મળી અશ્રુ ભેળવવાં અને ઉર ખોલવાં એ કૌટુમ્બિક જીવનનું એક સુખ. ગત જનનાં મધુરમધુરાં સ્મરણોમાં જે આનન્દ આવે છે તે કરુણરસમાં પણ પ્રભુએ મૂકેલું અદ્ભુત સુખનું તત્ત્વ છે.

૨૦. એ સ્નેહભર્યાં બાલે વસ્તુતઃ યાચેલાં.

૨૧. બાળની આ શ્રદ્ધા-માતાપિતાનું દુઃખ અરધું કરે છે.

"The splendours of the firmament of time
May be eclipsed, but are extinguished not:
Like stars to their appointed height they climb,
And death is a low mist which cannot blot
The brightness it may veil."

*Shelley.*

" . . . . . . . . . Is it fact
to which I cleave,
Is it fancy I but cherish, when I take upon
my lips
Phrase the solemn Tuscan fashioned, and declare
the soul's eclipse
Not the soul's extinction?"

*R. Browning.*

**૧૨.** 'મુજને ન તે શ્રવણે પડે':આત્મા શોકજડ બનેલો, તેથી એ શોક પ્રભુપ્રેમથી ફેડાશે પછી કવિ કહેશે:

તારકિતરજનીપટે
કાવ્યસંગીતો સ્ફુરે,
હા! હવે ગંભીર રવ
એ ઊતરે આ મુજ ઉરે

(ખં. ૩. ૫૬)

**૧૩–૧૫.** આપણી શક્તિ પગલે પગલે કુંઠિત થતી અનુભવાય છે એ આ વિશ્વમાં આપણા કરતાં અધિક શક્તિ છે એનું પ્રમાણ.

ભર્તૃહરિના—

"यत्रानेके क्वचिदपि गृहे तत्र तिष्ठत्यथैको
यत्राप्येकस्तदनु बहवस्तत्र नैकोऽपि चान्ते ।
इत्थं चेमौ रजनिदिवसौ दोलयन् द्वाविवाक्षौ
कालः काल्या भुवनफलके क्रीडति प्राणिशारैः" ॥

—આ શ્લોકમાંની કલ્પના ભિન્ન છે. એમાં કાલ અને કાલી આ ભુવનપટ ઉપર પ્રાણીમાત્રને—આપણ મનુષ્ય સુદ્ધાંને—સોગટાં બનાવીને રમે છે; અહિં, આ વિશ્વની 'અણદીઠ અને બળવાન' શક્તિ (Cosmic Force) સંગે આપણે ખેલીએ છીએ, અને જે સોગટાં આપણે આપણાં કરી માનીએ છીએ તેને ક્ષણવારમાં એ મારીને હરી લે છે—એમ કલ્પનાભેદ છે. ઉભયમાં મનુષ્યની દીન—લાચાર—સ્થિતિનું ચિત્ર છે.

**૧૬ થી ૨૮.** ગત **બાળ**ને કરુણ સંબોધન. કુટુમ્બજનોનો શોક; અને એક બીજાના શોક અને ધૈર્યના દર્શનમાંથી ઉત્પન્ન થતું સમાશ્વાસન.

**૧૯.** સહુ કુટુમ્બજનોએ એક બીજા સાથે મળી અશ્રુ ભેળવવાં અને ઉર ખોલવાં એ કૌટુમ્બિક જીવનનું એક સુખ. ગત જનનાં મધુરમધુરાં સ્મરણોમાં જે આનન્દ આવે છે તે કરુણરસમાં પણ પ્રભુએ મૂકેલું અદ્‌ભુત સુખનું તત્ત્વ છે.

**૨૦.** એ સ્નેહભર્યાં **બાલે** વસ્તુતઃ ચાખેલાં.

**૨૧.** **બાળ**ની આ શ્રદ્ધા-માતાપિતાનું દુઃખ અડધું કરે છે.

૨૨. સપ્ટેમ્બર ૧૯૧૪ માં **નલિનકાન્તે** બ્રાહ્મધર્મની દીક્ષા લીધી તે પ્રસંગે **બાબુ અવિનાશચન્દ્ર મજુમદારે** પ્રાર્થના કરતી વખતે ત્રણ પેઢીની—**ભોળાનાથ, નરસિંહરાવ** અને **નલિનકાન્તની**—પ્રભુભક્તિનો ઉલ્લેખ કર્યો હતો તેનું અવસાન-સમયે **નલિનકાન્તને** સ્મરણ થઈ આવ્યું હતું.

૨૩. સ્નેહ—સૌજન્ય—અને ઉદારદારપણું: ગત **બાળ**માં આ ગુણોનું દર્શન પિતાના સ્નેહજન્ય પક્ષપાતનું જ પરિણામ નથી. પિતાના ઘણા મિત્રો આમાં સાક્ષ્ય પૂરશે. "અત્યારે બધાં મળી આ મારી ચાકરી કરે છે તેનો બદલો વાળવાનો વખત નહિ આવે એટલું જ મને દુઃખ છે." એવા શબ્દો આ લેખકને એ **બાળે** એના છેવટના સમયમાં કહેલા.

૨૫. દાર્જીલિંગમાં કુંચનજંગાના દેખાવો જોઈને.

૨૭. જ્ઞાનભક્તિસમુચ્ચયવાદ: જ્ઞાન અને ભક્તિનાં સ્વરૂપ તથા તેઓનો સંબન્ધ અત્રે ઉપમાનદ્વારા બહુ સારી રીતે બતાવ્યો છે. એક એક કરતાં ઊંચાં ગિરિશૃંગો ગગનને સ્પર્શવા જાય છે, પણ સ્પર્શી શકતાં નથી, તેમ વિવિધ દર્શનો પરમાત્માની અમાપ ઉચ્ચતાનો પાર પામવા પ્રયત્ન કરે છે, પણ તે પામી શકતાં નથી. ટેનિસન કહે છે તેમ

"Our little systems have their day;
They have their day and cease to be;
They are but broken lights of thee,
And thou, O Lord ! art more than they."

ભક્તિનાં કિરણો **સવિતારૂપ પરમાત્મા** સાથે જોડાએલાં

છે—પરમાત્માના પોતામાંથી આવે છે, અને તે જ્ઞાનનાં

ગિરિશૃંગને વિવિધ રંગે રંગે છે. પણ કિરણ જેમ ગિરિશૃંગ ઉપર પડે છે ત્યારે જ એના વિવિધ રંગો પ્રગટ થાય છે, તેમ ભક્તિ જ્ઞાન વિના મૂક (inarticulate) છે. ગિરિશૃંગ શીતળ બરફથી છવાએલાં છે, ઉષ્મા કિરણમાંથી આવે છે—તેમ જ્ઞાન ટાઢું છે. ભક્તિ ઉષ્મપ્રેરક છે. એક ભવ્યતા (Sublimity)-ની મૂર્તિ છે, બીજી સૌન્દર્ય (Beauty) ની મૂર્તિ છે—બંને મળી પરમાત્માના ભવ્યતા અને સૌન્દર્યના ગુણો પ્રગટ કરે છે.

૨૮. પ્રેમની સર્જનશક્તિ.

૨૯. એકાએક આઘાત. મીઠાં સ્મરણોમાંથી એકાએક વૃત્તિનો પરિવર્ત. ઊંડા દુઃખનું લક્ષણ.

૩૦ થી ૩૨. **મહાશંકા:** જૂનું જાય અને નવું થાય. હે નિયન્તા! 'બાળ મુજ પૂર્વે હરી' એ સ્થિર ક્રમ તેં તોડયો? આ વાંચીને **રા**માવતારમાં પેલા બ્રાહ્મણે **પ**રમાત્માને દ્વારે આ જ આક્ષેપ કર્યો હતો એ વાત સાંભરી આવે છે. શોકરૂપી ધૂમપાન કરનાર અજ્ઞાનશૂદ્રનો* શિરચ્છેદ કરીને પ્રભુએ બ્રાહ્મણના બાળકને સજીવન કર્યો હતો—એ જ રીતે આ કાવ્યમાં પણ પ્રભુ પિતા—કવિનું અજ્ઞાન છેડીને બાળકને સજીવન કરે છે. શૃગાલશા અને સન્ધ્યાવતીની કથાના અનુવાદમાં આ કવિ કહે છે તેમ

પ્રસન્ન ઈશે થઈ શોક ટાળ્યો,
એ બાળને જ નવજીવનમાં જગાડયો."

* शुच्...आद्रवणात्... (ब्र. सू. १-३-३४)

**૩૩-૩૪. ન**લિનની હમેશની પથારી રહેતી તેની પાસે ભીંત ઉપર Hope (આશા)નું ચિત્ર છે. એ ચિત્ર પ્રસિદ્ધ ચિત્રકાર જી. એફ. **વૉ**ટસ આર. એ. ના ચીતરેલા ચિત્રની નકલ છે. મૂળ ચિત્ર ટેટની ચિત્રશાળામાં છે. એક ચિત્ર વેચનાર ગૃહસ્થનું સ્વ. **ન**લિનકાન્તે કેટલુંક વીજળીનું કામ કરેલું (વિક્ટોરિયા જ્યુબિલિ ટેકનિકલ ઇન્સ્ટિટ્યૂટમાં એમણે આ વિષયનો ત્રણ વર્ષ અભ્યાસ કરી ડિપ્લોમા મેળવ્યો હતો). તેના બદલામાં એ ગૃહસ્થે એમને આ નકલ આપી હતી. ચિત્રના વસ્તુનું વિગતવાર વર્ણન આ શ્લોકમાં આપ્યું છે એટલે એ વિષે કાંઈ કહેવાની જરૂર નથી. તથાપિ એના મર્મપરત્વે આટલું સમજવા જેવું છે કે:—બધી તન્ત્રી તૂટી ગઈ છે, માત્ર એક તાર રહ્યો છે—"કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે." (મણિલાલ). એ તારને **આ**શાદેવી વિશેષ જોરથી પકડી રહી છે. વાદ્યને ખોળામાં રાખી, આખી પૃથ્વીને—આપણા પાર્થિવ જીવનને—પલાણી બેઠી છે. એની આંખે પાટા છે. આશા અન્ધ નથી, પણ અણદીઠ વસ્તુને એ શ્રદ્ધાથી સ્વીકારે છે તેથી એની આંખે પાટા કલ્પ્યા છે. પ્રસંગવશાત્ રા. **ન**રસિંહરાવનું "આશાપંખીડું" (કુસુમમાળા) યાદ આવે છે. એ જુદી જ તરેહની કલ્પનાનું ચિત્ર છે. એમાં રમતીઆળ કલ્પના છે. આ **વૉ**ટસના ચિત્રમાં ગંભીર ધાર્મિકતાનો ભાવ મૂર્તિમન્ત કરવામાં આવ્યો છે.

**૩૫. મં**દવાડ વધતો ગયો, અને એ **બા**ળના જીવનનો આધાર એ આશાને એક અવશિષ્ટ તાંતણે જ (ચિત્રમાં દર્શાવેલા ભાવ પ્રમાણે) અવલંબી રહ્યો. આખરે એ પણ તૂટ્યો !

૩૬. નલિનકાન્તને વગાડવાની વાયોલિન એ મંદવાડના દિવસોમાં એકવાર વગાડવા લીધેલી. નલિનનું એ વાદ્ય અત્યારે મૂક, તેમ આત્મસંગીત પણ મૂક—નષ્ટ નહિં.

૩૮ થી ૪૦. 'શ્યામ પડ તિમિરો તણાં . . .' શોક—અને અજ્ઞાનની અનેક વૃત્તિઓ મારા દિવ્ય જ્ઞાનના માર્ગમાં આવરણરૂપ થઇ પડે છે. એને પરિણામે સત્યની અને મારી વચ્ચે જાણે પાષાણની એક જબરી ભીંત ('dead wall') ચણાઈ જાય છે. પ્રથમ તો એ ભીંતમાં એકે દ્વાર દેખાતું નથી—દેખાય છે ત્યારે તે બંધ દેખાય છે. અને એને એક વજતાળું મારેલું છે. તત્ત્વજ્ઞાનના તર્કશાસ્ત્રે આપેલી વિધવિધ કૂંચીઓ લઇ એ દ્વાર ઊઘાડવા હું મથું છું, પણ એ ઊઘડતું નથી. ઊઘડતું નથી એટલું જ નહિ, પણ હું જ્યાં ઊભો છું ત્યાં—

"પાય મુજ નીચે સરે;
ક્યહાં કળું છું કળણમાં?
મુજને ખબર કંઇ નવ પડે.

ધર્મબળ! મુજ બન્ધુ ઓ!
દિવ્ય શ્રદ્ધા! માત ઓ!
કળણ કર્દમ ડૂબતો
કો રોકજો ધરી હાથ ઓ!"

ક્ષણક્ષણનું આ અનુભવચિત્ર છે: 'પાય સરે છે,' 'ક્યહાં કળું છું કળણમાં?' એમ પ્રશ્ન થાય છે; કંઇ ખબર પડતી નથી, પડે છે, કળણ—કર્દમમા હું ડૂબું છું, કોઈ હાથ દો!—

એમ ત્વરાથી એક પછી એક ક્ષણના જુદા જુદા અનુભવ અત્રે શબ્દરૂપ ધરે છે.

ધર્મબળ ! મુજ બન્ધુ ઓ !
દિવ્ય શ્રદ્ધા ! માત ઓ !
કળણુકર્દમ ડૂબતો,
કો રોકજો ધરી હાથ ઓ !

એ આર્તરવ ગજેન્દ્રના કરતાં ઓછો કરુણ અને ઉચ્ચ ('તાર') છે ? પુત્રશોકના કરતાં પણ આમાં કરુણ રસની ચીસ વધારે વિકળતાથી અને કારમી વેદનાથી નીકળી છે એ લક્ષમાં રાખવા જેવું છે.

'કળણ'—દિવ્ય સત્યનું અજ્ઞાન તે માત્ર અન્ધકાર નહિ, પણ કળણ. સત્યદર્શન માટે બેવડી અપેક્ષા—માત્ર જિજ્ઞાસા જ નહિ, પણ મુમુક્ષા.

"There was a door to which I found no key:
There was a veil past which I could not see:"

*Omar Khayyam.*

૪૩. પ્રકૃતિનું આ ચિત્ર કવિની માનસિક સ્થિતિને અનુરૂપ છે.

૪૪. 'તારલા' નિહાળું અને 'ઘનઘોષ' સુણું: તને ઉભયમાં 'સુણું—નિરખું'—પ્રત્યક્ષ કરું.

'ક્યમ માનું હું નથી કો ક્ષણે ?'—આ અનુભવ જે સાર્વજનીન છે એમાં પ્રકટ થતા પ્રેમમાં અમૃતત્વનો ધ્વનિ છે.

**૪૫.** "તદપિ . . . શોધ કરતો તાહરી:" પ્રત્યક્ષ, છતાં શોધનો વિષય—એ વિરોધ. વિરોધગર્ભ માનવહૃદયની સ્થિતિ એ એનો પરિહાર.

૪૭ થી **પર.** "ગૂઢ શું છે? મૂઢ હે?" અહીંથી એક બીજા **મહાપ્રશ્ન**ની ચર્ચા શરૂ થાય છે. આ વિશ્વમાં ગૂઢ કશું નથી, માત્ર મૂઢ માનવી કલ્પના થકી ગૂઢ ઊભું કરે છે, અને પછી એની આગળ કંપે છે, એને ચાહે છે, એને પૂજે છે, વગેરે. नास्तिवाद પ્રમાણે ધર્મનું બીજ—અજ્ઞાન, મૂઢતા, 'ધર્મભ્રમણા':—મનુષ્ય ઓળો પડછાયો પ્રતિબિમ્બ સ્વપ્નાં વગેરે જુવે છે એમાંથી પ્રેત—આત્માની કલ્પના કરે છે.

સ્પેન્સરના* *Agnosticism* કરતાં પણ કૉમ્તનું Positivism અને અરાઢમી સદીના ફ્રેન્ચ જડવાદીઓનું crude materialism ધર્મનું વિશેષ વિરોધી છે. સ્પેન્સરના 'Unknowable' ને અવલંબીને ધાર્મિક્તા સંભવે છે. કૉમ્તને ધર્મના આલમ્બનરૂપે મનુષ્યજાતિ સ્વીકારવી પડી છે. મૂર્ખ જડવાદમાં તો આ પ્રત્યક્ષ જીવન અને આ પ્રત્યક્ષ જીવનનો પ્રત્યક્ષ આનન્દ એ સિવાય બીજું કાંઈ નથી.

'તિમિરમાં તારક થકી પ્રગટી'—તારક થકી કેમ? યૂરોપીય જડવાદ astronomy સાથે જોડાએલો હતો તેથી? કે આ અને આ પછી આવતી વાણી બંને વિશ્વના ચિન્તન સાથે સંબન્ધ ધરાવે છે તેથી?

---

*"આપણો ધર્મ" પૃ. ૧૫૪ તથા પૃ. ૧૭૨ મે રા. આણંદશંકરની ચર્ચા આ પ્રસંગ માટે જુઓ. **ન. ભો.**

[ રા. નરસિંહરાવ, પૂછવાથી, ખુલાસો આપે છે :—

(૧) ગેબી વાણી પૃથ્વી ઉપરથી આવે નહિં—એનું ગેબીપણું વિરોધી બને.

(૨) નાસ્તિવાદ્ ની વાણી છતાં આકાશના તારામાંથી આવીને—આકાશ તારા ઇત્યાદિનો સંબન્ધ ધર્મભાવનાની જોડે હોવાથી—એ સ્થાનમાંથી આવીને સત્યરૂપનો વેશ (disguise) ધારણ કરે છે;—આમ હેતુ છે.]

૪૮–૪૯. " भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः "
( चार्वाकदर्शन. स. द. सं. )

૫૨. ભીંત્ય નહિં, તો દ્વાર શું ?
દ્વાર નહિં, પછી કૂંચી શી ?
જીવવું, સુખ સેવવું,
એથી મધુર સ્થિતિ બીજી શી?"—

ચાર્વાકવાદી પૂર્વપક્ષરૂપે આ પંક્તિઓ ગુજરાતી ભાષામાં સદા રહી જશે.

૫૩. 'નવ પ્રતીતિ ઉર થઈ'—એ નાસ્તિવાદની ખામી. મનુષ્યહ્રદયને નાસ્તિવાદ કદી સંતોષી શકે નહિ.

ઉર ઊછળીને સામી સાક્ષી પૂરે છે:

"If e'er when faith had fall'n asleep,
I heard a voice 'believe no more,'
And heard an ever-breaking shore
That tumbled in the Golden deep;

A warmth within the breast would melt
The freezing reason's colder part,
And like a man in wrath the heart
Stood up and answered 'I have felt."

*Tennyson.*

**૫૪.** અન્ધકાર શમવા લાગ્યો અને ઉષા પ્રકટી એ પ્રકૃતિના રૂપાન્તરને મળતું માનસિક સ્થિતિનું પણ રૂપાન્તર.

અવર વાણી—આસ્તિકતા.

*બે વાણી:—ટેનિસનના "Two Voices" ની માફક. પણ એ "Two Voices" માં વિવાદ આ જ જાતનો, પણ જુદો હતો.

**૫૫.** "વત્સ! આશા તજ નહિં."—

'મૂઢ માનવબાળ' (૪૮) એ શબ્દોમાં રહેલા તિરસ્કાર અને નિષ્ઠુરતાની સામે 'વત્સ'—સંબોધનનાં પ્રેમ અને કરુણા મૂકો.

**૫૬-૫૮.** અતીવ સુન્દર. આખા કાવ્યની કલગીરૂપ.

**૬૦-૬૧.**§ પૂર્વમાં ચન્દ્રકલા અને ઘનશકલ—પ્રકૃતિના આ સુન્દર અને સૂચક દેખાવમાં ગત **બાલ**નું દર્શન. ચન્દ્રિકા

* "બે સ્વપ્નદર્શન"—માંના two voices. **ન. લો.**

§ આ ૬૦ થી ૬૪ સુધીના શ્લોક પૂર્વગત ભાગથી વિશ્લિષ્ટ છે એમ ભાસ કોઇને થશે; (જાણ્યામાં **બ.ક.ઠા.**એ એ દૂષણ હેમના 'સાહિત્ય' માં પ્રગટ કરેલા અવલોકનમાં બતાવ્યું છે.) પરંતુ વસ્તુતઃ એ દૂષણ નથી. કબૂલ કરવું

ઝીલતું ઘનશકલ—તે ઈશ–પ્રેમ ઝીલતું બાલનું સૂક્ષ્મ સ્વરૂપ.

૬૨. જગબાજુથી સૌમ્યરૂપ; પેલી પાર તેજનો અંબાર.

૬૩. એ બાલક હવે પ્રભુની પાસે.

"Mighty Prophet! seer blest!
On whom those truths do rest,
Which we are toiling all our lives to find,
In darkness lost, the darkness of the grave;
Thou, over whom Immortality
Broods like the day . . . . "'

*Wordsworth.*

---

જોઇએ કે આ શ્લોકો પાછળથી રચાયા હતા, અને હેને માટે સ્થાન આ સોધી કાઢ્યું. પરંતુ તે Subconscious પ્રવૃત્તિ સહેતુક હતી. કેમકે કવિના વિચારની શ્રેણિ આમ કાંઈક છે.

(૧) મંગલમંદિર ખોલો—એ ગીતથી ગત આત્મા પ્રભુની સમક્ષ (દેવગણોએ) ઉપસ્થિત કર્યો; પછી (શ્લો. ૫૯) એ પુત્રનું તે વખતનું દિવ્ય દીપ્તિનું સ્વરૂપ કવિ જુવે છે ને જણાવે છે.

એ દીપ્તિનું નિદાન શ્લો. ૬૦–૬૧ માં મૂકાયું છે. ઇશપ્રેમની ચન્દ્રિકા એ દીપ્તિ આપે છે. (તે માટે Symbol ઘનશકલ અને ચન્દ્રકલાનું શ્લો. ૬૦ માં ઉપસ્થિત થયું છે).

આ સ્થિતિ—ધન્ય સ્થિતિ—માં શ્લો. ૬૩ (અને તત્ફલિત શ્લો. ૬૪) ના વિચાર આપોઆપ પ્રગટે છે. ન. ભો.

—આ પંક્તિઓમાં કવિ વર્ડ્ઝવર્થ બાલક માટે કહે છે તે જુદું: તે તો બાલક માત્ર માટે, અને તે આ જીવનમાં.

"Living here means nescience simply: 'tis
Next life that helps to learn."

*R. Browning.*



ખંડ ૨ જો

૩ "Let Love clasp Grief lest both be drowned,
Let darkness keep her raven gloss:
Ah sweeter to be drunk with loss,
To dance with death, to beat the ground,
Than that the victor Hours should scorn
The long result of love, and boast,
Behold the man that loved and lost,
But all he was is overworn."

*Tennyson.*

૪.* પ્રેમબળથી—પ્રેમબળે કરી.

૭. તું નથી જો સત્ય, તો
આત્મ મુજ, પરમાત્મ, ને,

*My view on લક્ષણદેહ–त्रिवर्तलीला 5 pp 98–99.
ન. ભો.

ઝીલતું ધનશાકલ–તે ઈશ–પ્રેમ ઝીલતું બાલનું સૂક્ષ્મ સ્વરૂપ.

૬૨. જગભણીથી સૌમ્યરૂપ; પેલી પાર તેજનો અંબાર.

૬૩. એ બાલક હવે પ્રભુની પાસે.

"Mighty Prophet! seer blest!
On whom those truths do rest,
Which we are toiling all our lives to find,
In darkness lost, the darkness of the grave;
Thou, over whom Immortality
Broods like the day . . . ."'

*Wordsworth.*

---

જોઇએ કે આ શ્લોકો પાછળથી રચાયા હતા, અને હેને માટે સ્થાન આ સોધી કાઢ્યું. પરંતુ તે Subconscious પ્રવૃત્તિ સહેતુક હતી. કેમકે કવિના વિચારની શ્રેણિ આમ કાંઇક છે.

(૧) મંગલમંદિર ખોલો—એ ગીતથી ગત આત્મા પ્રભુની સમક્ષ (દેવગણોએ) ઉપસ્થિત કર્યો; પછી (શ્લો. ૫૯) એ પુત્રનું તે વખતનું દિવ્ય દીપ્તિનું સ્વરૂપ કવિ જુવે છે ને જણાવે છે.

એ દીપ્તિનું નિદાન શ્લો. ૬૦–૬૧ માં મૂકાયું છે. ઇશપ્રેમની ચન્દ્રિકા એ દીપ્તિ આપે છે. (તે માટે Symbol ધનશાકલ અને ચન્દ્રકલાનું શ્લો. ૬૦ માં ઉપસ્થિત થયું છે).

આ સ્થિતિ–ધન્ય સ્થિતિ–માં શ્લો. ૬૩ (અને તત્ફલિત શ્લો. ૬૪) ના વિચાર આપોઆપ પ્રગટે છે. **ન. ભો.**

—આ પંક્તિઓમાં કવિ વર્ડ્ઝવર્થ બાલક માટે કહે છે તે જુદું: તે તો બાલક માત્ર માટે, અને તે આ જીવનમાં.

"Living here means nescience simply: 'tis
Next life that helps to learn."

*R. Browning.*



ખંડ ૨ જો

૩ "Let Love clasp Grief lest both be drowned,
Let darkness keep her raven gloss:
Ah sweeter to be drunk with loss,
To dance with death, to beat the ground,
Than that the victor Hours should scorn
The long result of love, and boast,
Behold the man that loved and lost,
But all he was is overworn."

*Tennyson.*

૪.* પ્રેમબળથી—પ્રેમબળે કરી.

૭. તું નથી જો સત્ય, તો
આત્મ મુજ, પરમાત્મ, ને,

---

*My view on લક્ષણદેહ–વિવર્તલીલા 5 pp 98–99.

ન. ભો.

સર્વ છે જ અસત્ય; — એ,
મુજ હૃદયમતિ કહે, ના બને.”

તું સત્ય—એમાંથી મુજ આત્માની, પરમાત્માની અને સર્વ(આત્મા)ની સત્યતા. જો તું અસત્ય તો સઘળું અસત્ય. પ્રેમ ( Love ) માં સત્યત્વનો નિકટ—અપરોક્ષ—અનુભવ. સરખાવો ટેનિસન અને બ્રાઉનિંગનો,—બ્રાઉનિંગે પોતાનાં કાવ્યોમાં બહુ વિપુલતાથી અને દઢતાથી ફરી ફરીને પ્રતિપાદન કરેલો—આ સિદ્ધાન્ત. ‘હૃદયમતિ’—તર્કમતિ નહિ.

૯. ‘Self-consciousness’ સ્વસંવિત્ એ દેહાત્મવાદના ખંડનનું પરમ શસ્ત્ર.

“I have questioned and am answered, Question, answer presuppose
Two points: that the thing itself which questions, answers,—*is*, it knows;
As it also knows the thing perceived outside itself,—a force
Actual ere its own beginning, operative through its course,
Unaffected by its end,—that this thing likewise needs must be;
Call this—God, then, call that—soul, and both—the only facts for me.
Prove these facts? That they o'erpass my power of proving, proves them such:

૧૯–૨૨. જુવો **ભોજા** ભગતનું 'સેલૈયા આખ્યાન (બૃ. કા. દો. ગ્રન્થ ૫, પૃષ્ઠ ૬૨૧–૬૨૫). **શૃગાલશા** અને **સન્ધ્યાવતીની** કથા સૌને પરિચિત છે. એ કથાનો અત્રે કવિએ બહુ રસિક અને મર્મગ્રાહી રીતે ઉપયોગ કર્યો છે. રા. **નરસિંહરાવ** આ સંબન્ધમાં મને જણાવે છે કે:—

"વાંચનારને **શૃગાલશા** અને હેની પત્ની **સન્ધ્યાવતીની** કથા પરિચિત હશે. એ કથામાંનો સારભાગ મ્હેં અનુલક્ષણ માટે લીધો છે. **ભોજા**ભગતની કથામાં તો **શૃગાલશા** અને હેની પત્નીની કસોટી લેવાને માટે પ્રભુ (રક્તપિત્તના?) રોગવાળા સાધુરૂપે વર્ણવ્યા છે; અને તે પણ શેઠ શેઠાણી જાતે તેડી લાવ્યાની વાત છે. મ્હેં તો માત્ર ન્હાનપણમાં, એક દક્ષણી નાટકમંડળીએ ભજવેલા 'શિયાળ રાજા'ના નાટકની વાર્તાના સંસ્કાર ઉપર આધાર રાખ્યો છે. હેમાં એમ હતું કે **શિવ** પોતે *અઘોરી ખાખીરૂપે ભિક્ષા માગવા આવ્યા હતા.

(સેલૈયો તે **શૃગાળશાનો** પુત્ર છે.)

રેવરંડ મિ૦ **સ્કૉટના** "Gujarati Poetry *(Its value for missionaries)*" એ નામના ગુજરાત મિશનરી કાનફરન્સ આગળ વાંચેલા ઈ. સ. ૧૯૧૧-માં પ્રગટ કરેલા અંગ્રેજી નિબન્ધમાં+ કહ્યું છે કે—આ કથા **ભોજા** ભગતે પોતે

---

* **ભોજા** ભગતની કથામાં "અઘોર પંથીને એક હાર (આહાર) માણસનો" એમ પંક્તિ છે ખરી, પરંતુ ભયંકર અઘોરી જેવું સ્વરૂપ નથી બતાવ્યું; જુગુપ્સાયુક્ત રક્તપિત્તીનું રૂપ છે.

+ પૃ. ૨૨.

યોજેલી છે, કાંઈ નહિં તો કોઇ સંસ્કૃત મૂળમાં હેનું દર્શન થતું નથી. મ્હેં નાટક બાલ્યકાળમાં જોયેલું તે ઉપરથી તો એમ લાગે છે કે આ આખ્યાનનું મૂળ આપણી કોઈ પુરાણાદિકની કથામાં હોવું જોઇયે.

ઍબ્રેહેમની ભક્તિની કસોટીની કથા ઇત્યાદિ જોડે રેવ. મિ. સ્કૉટે આ કથા સરખાવી છે."

૨૧. 'कालोऽस्मि लोकक्षयकृत्' રા. ન્હાનાલાલ કવિએ 'જયા અને જયન્ત' નામના પોતાના નાટકમાં ભગવદ્ગીતાની આ પંક્તિનું સ્મરણ કર્યું છે.

૨૨. 'કસણી'—કષણી, કસોટી.

"આવી કસણી ન દેજો કોઇને સ્વામી એ માગું વરદાન."

(સેલૈયા આખ્યાન બૃ. કા. દો. ગ્રન્થ ૫ પૃ. ૬૨૫)

૨૫. 'લોકક્ષય': 'लोक्यते सलोकः'—દૃશ્ય જગત્, તેનો ક્ષય.

અલોક્ય—અદૃશ્ય આત્મા.

૨૭. જે તર્કશાસ્ત્રના વાદથી સીધી રીતે સધાતું નથી, તે આ બે—મૃત્યુ અને દુઃખ—Death and Sorrow ('Priestess in the vaults of Death'), અનુભવ દ્વારા સાધી આપે છે તેથી જ પ્લેટો તત્ત્વજ્ઞાનને 'Meditation on Death' કહે છે; અને ઉપનિષદ્માં નચિકેતા "वक्ता चास्य त्वादृगन्यो न लभ्यः" એમ કહીને યમ પાસેથી જ તત્ત્વજ્ઞાનના ગંભીર પ્રશ્નોનો ખુલાસો મેળવે છે.

કુન્તી પણ દુઃખનો મહિમા સમજીને જ ભગવાન પાસે માગે છે કે "विपदः सन्तु मे शश्वत्," અને એ જ પ્રમાણે અન્ય અનેક ભક્તજનોએ દુઃખ માગ્યાં સુપ્રસિદ્ધ છે.

"Then welcome each rebuff
That turns earth's smoothness rough,
Each sting that bids nor sit nor stand but go!
Be our Joys three-parts pain!
Strive, and hold cheap the strain;
Learn nor account the pang; dare, never grudge the throe!"

*R. Browning.*

૨૯. *શા માટે 'આ ક્ષણે જ' નહિ? કદી જ નહિ.

૩૦ થી ૩૨. §આ વિશ્વમાં પ્રભુએ દુઃખ અને મૃત્યુ કેમ કર્યાં છે એનો આમાં ભક્તહૃદયનો ખુલાસો છે. પણ

---

*આ ક્ષણે = હવે — આ અનુભવ થયા પછી.

§જે દુઃખે સુખ થાય જનને તે દેછે દુખ દયા કરી,
જેહ સુખે દુખ ઊપજે તે આપે નહિં કોદી હરિ.
જેમ અનેક વિધિની ઔષધિ હોય અતિ કડવી કસાયલી,
દર્દારિ દિયે દર્દિને ટાળવા વ્યાધિ બાહરમાંહેલી.
કુપથ વસ્તુ કદી નહિ દિયે ખાવા તે ખોટે મિસે કરી,
નિષ્કુલાનંદ એમ નિજજનની સાહે કરે છે શ્રીહરિ.

('ધીરજાખ્યાન' બૃ. કા. દો. ગ્રન્થ ૨. કડવું ૧. કડી છેલ્લી ૩)

ન. ભો.

આ ભક્તહૃદયના ખુલાસાને તર્ક ન માનવો. તર્ક માનીએ તો સામી કોટિઓ ઊભી રહે.

૩૧. પરમ વૈદ્ય—પરમાત્મા. ગૌતમ બુદ્ધે દુઃખનું નિદાન શોધી એના નિરોધનું સાધન યોજ્યું, તેથી એમને બૌદ્ધ ગ્રન્થોમાં 'ભિષક્' (વૈદ્ય) કહ્યા છે. પરમાત્માને આ અર્થમાં બલ્કે આ કરતાં પણ અધિક અર્થમાં એ પદ લગાડી શકાય.

૩૩. તત્ત્વચિન્તનમાંથી વિરમીને કવિનું ચિત્ત પાછું પોતાના બાલકના જીવન અને મૃત્યુ પ્રત્યે વળે છે.

૩૬. ભગિની—સ્વ. સૌ. બ્હેન ઊર્મિલા.

૩૭. મુજ પિતા—દાદા સ્વ. ભોળાનાથ સારાભાઈ.

૩૮. નલિનકાન્તે પોતે જીવનસૂત્ર તરીકે સ્વીકારેલું ફ્રેન્ચ વાક્ય:—

"Tout comprendre c'est tout pardonner"
—"To understand all is to forgive all"—
"અન્યનાં ઉર વાંચતાં ક્ષમાધર્મ સધાય છે."

૪૦. 'તુજ ગૃહ ગયો તું દોડી ને'—દોડીને કારણ કે પ્રભુ પાસે જવાના હર્ષથી. સંભારો એના શબ્દો—

"મૃત્યુથી હું ના ડરું,
'રૂડી ભૂમિ વિશે જવું.'
(ખં. ૧ શ્લો. ૨૧.)

'ગૃહ'—'Heaven is our Home'

परा हि मे विमन्यवः पतन्ति वस्यइष्टये ।
वयो न वसतीरुप ॥ ऋ. सं.

(હે વરુણ!) મારા વિવિધ મન્યુઓ (હૃદય અને બુદ્ધિના ભાવો) પોતાનું અતિપ્રિય ધન (તારારૂપી પરમ પ્રેમાસ્પદ વસ્તુ) પ્રાપ્ત કરવા માટે તારા પ્રત્યે વળે છે,– પંખીઓ માળા ભણી વળે છે તેમ.



## ખંડ ૩ જો

૧. "ઈશ્વરેચ્છા બલવતી . . ." ઇત્યાદિ સમાશ્વાસનનાં વિવિધ રૂપ—જે મિત્રોમાં જોવામાં આવેલાં.

૨. 'શરણપદ લાચારીનું'—પ્રભુ આગળ ઇલાજ નથી એમ સમજીને પ્રભુને શરણ થવું એ લાચારી છે.

પણ સંસારરૂપ શત્રુથી ત્રાસીને પ્રભુરૂપી શરણ (રક્ષણગૃહ) શોધવું એ તો બીજી જ વસ્તુ છે.

"Our wills are ours, we know not how;
Our wills are ours, to make them thine."
*Tennyson.*

૫–૬. ધર્મ સાથે સંગીતની ભાવના હમેશાં આ કારણથી જ જોડવામાં આવે છે. આ વિશ્વ પરમાત્માના સંગીતનો ઉદ્‌ગાર છે (જુવો છાન્દોગ્યોપનિષદ્‌માં ઉદ્‌ગીથવિદ્યા: ઉદ્‌ગીથ તે વિશ્વરૂપે પરમાત્મામાંથી ઉચ્ચરેલું ગાન; બીજી

રીતે, આ ગાનમાં પ્રકટ થતો પરમાત્મા પોતે). અને એના સ્વર સાથે આપણો સ્વર મેળવવો એ મનુષ્યનો પરમ આનન્દ અને કર્તવ્ય. આ પરમ ભક્ત **નાર**દની વીણા.

૭–૮. "યન્ત્ર આ બ્રહ્માણ્ડનો
ગૂઢ નિયમે ચાલતો;
એક લક્ષ્ય સ્થળ ભણી
જાતો વિકાસે મ્હાલતો."

ગૂઢ 'નિયમે નિમાએલું' એટલો જ 'યન્ત્ર' શબ્દનો અર્થ કરવો. 'Machine'ના અર્થમાં લેતાં વિકસવાની અને મ્હાલવાની ક્રિયા સાથે એ અસંગત થાય છે. 'લક્ષ્ય સ્થળ'–તે ટેનિસને In Memoriamને અન્તે નિર્દેશેલું

"And one far off divine event,
To which the whole creation moves."

૯–૧૦. યુગ્મક. માનવી જીવન તણા ભૂલકાળના ઇતિહાસ કરતાં પણ ભાવી વિકાસ વધારે ભવ્ય.

મેળ–મેલ: (સંગીતનો શબ્દ)=ઠાઠ–જેના ઉપર રાગની રચના થાય છે.

સંગીતસ્વરસમ–તેથી ઑર્ફ્યુસની Lute, પાઇથેગૉરસની સંખ્યા (Number), કૃષ્ણની બંસરી.

"No discordance in the roll
And march of that Eternal Harmony
Whereto the worlds beat time."

*Tennyson's "Death of the Duke of Clarence."*

परा हि मे विमन्यवः पतन्ति वस्यइष्टये ।
वयो न वसतीरुप ॥ ऋ. सं.

(હે વરુણ!) મારા વિવિધ મન્યુઓ (હૃદય અને બુદ્ધિના ભાવો) પોતાનું અતિપ્રિય ધન (તારારૂપી પરમ પ્રેમાસ્પદ વસ્તુ) પ્રાપ્ત કરવા માટે તારા પ્રત્યે વળે છે,— પંખીઓ માળા ભણી વળે છે તેમ.



## ખંડ ૩ જો

૧. "ઈશ્વરેચ્છા બલવતી . . ." ઇત્યાદિ સમાશ્વાસનનાં વિવિધ રૂપ—જે મિત્રોમાં જોવામાં આવેલાં.

૨. 'શરણપદ લાચારીનું'—પ્રભુ આગળ ઇલાજ નથી એમ સમજીને પ્રભુને શરણ થવું એ લાચારી છે.

પણ સંસારરૂપ શત્રુથી ત્રાસીને પ્રભુરૂપી શરણ (રક્ષણગૃહ) શોધવું એ તો બીજી જ વસ્તુ છે.

"Our wills are ours, we know not how;
Our wills are ours, to make them thine."

*Tennyson.*

૫–૬. ધર્મ સાથે સંગીતની ભાવના હમેશાં આ કારણથી જ જોડવામાં આવે છે. આ વિશ્વ પરમાત્માના સંગીતનો ઉદ્‌ગાર છે (જુવો છાન્દોગ્યોપનિષદ્‌માં ઉદ્‌ગીથવિદ્યા: ઉદ્‌ગીથ તે વિશ્વરૂપે પરમાત્મામાંથી ઉચ્ચરેલું ગાન; બીજી

રીતે, આ ગાનમાં પ્રકટ થતો પરમાત્મા પોતે). અને એના સ્વર સાથે આપણો સ્વર મેળવવો એ મનુષ્યનો પરમ આનન્દ અને કર્તવ્ય. આ પરમ ભક્ત **નારદ**ની વીણા.

૭–૮. "યન્ત્ર આ બ્રહ્માણ્ડનો
ગૂઢ નિયમે ચાલતો;
એક લક્ષ્ય સ્થળ ભણી
જાતો વિકાસે મ્હાલતો."

ગૂઢ 'નિયમે નિમાએલું' એટલો જ 'યન્ત્ર' શબ્દનો અર્થ કરવો. 'Machine'ના અર્થમાં લેતાં વિકસવાની અને મ્હાલવાની ક્રિયા સાથે એ અસંગત થાય છે. 'લક્ષ્ય સ્થળ'–તે ટેનિસને In Memoriamને અન્તે નિર્દેશેલું

"And one far off divine event,
To which the whole creation moves."

૯–૧૦. યુગ્મક. માનવી જીવન તણા ભૂતકાળના ઇતિહાસ કરતાં પણ ભાવી વિકાસ વધારે ભવ્ય.

મેળ–મેલ: (સંગીતનો શબ્દ)=ઠાઠ–જેના ઉપર રાગની રચના થાય છે.

સંગીતસ્વરસમ–તેથી ઑરફ્યુસની Lute, પાઇથેગૉરસ-ની સંખ્યા (Number), કૃષ્ણની બંસરી.

"No discordance in the roll
And march of that Eternal Harmony
Whereto the worlds beat time."

*Tennyson's "Death of the Duke of Clarence."*

૧૧. જીવને—જીવનમાં.

રંગ—રંગના તન્તુ.

૧૨. મૂળ સ્વરં—પ્રધાન સ્વર, દરેક રાગનું સ્વરૂપ નિયમનાર સ્વર.

૧૪. "એક યોજક દિવ્ય તે
સંગીતનાયક રહે બની"—

પરમાત્મા એ દિવ્ય સંગીતનો યોજક તેમજ નાયક. આ અને ઉપરની પંક્તિઓમાં દર્શાવેલો પરમાત્મા અને એની સૃષ્ટિનો સંબન્ધ સમજવામાં નીચેનો ઉતારો ઉપયોગી થશે.

"We may discern perhaps a faint and distant analogy, one suggesting a better interpretation, in what we are wont to style the creations of genius. We never apply this phrase to the most marvellous discoveries in science, or the most fruitful inventions in the technical arts: nobody, I fancy, would say that Newton created gravitation or that Gutenberg created printing. If Newton had not discovered gravitation, some one else would, and as for printing we know that it was invented more than once. But it is common to speak of such works as the *Antigone* of Sophocles, Shakespeare's *Hamlet*, Michael Angelo's *Moses*, Raphaels' *Sistine Madonna* or Bethoven's *Ninth Symphony* as creations; and we feel pretty confident that if their authors had not produced them, they could

never have been produced. This approximation to the Divine that we find in the originality of genius, leads us often to speak of its 'creations' as inspired. In the case of discoveries and inventions we realize that sense and intellect, the receptive and active factors, are both concerned; but the immortal works of art, the things of beauty that are a joy for ever, we regard as rather the spontaneous output of productive imagination, of a free spirit that embodies itself in its work, lives in it and loves it. Yet however much the man of genius loves his work and lives in it, he is still distinct from it, still greater than it. On the other hand, however dependent on him is his production, though he knows it through and through, yet it, too, is distant from him; from its first inception, even in the full tide of its activity, he feels that it is working itself out and sees that it is good; in other words, he finds himself expressed in it and he respects his work. Yet after all, as we have allowed, this analogy is very imperfect, and it is just in the important point where it fails that our difficulties with the idea of intellective intuition begin. Between what we may call relative creation, the imagination of something relatively new within the world, and the absolute creation of the world itself, there is an impassable gulf. The one presupposes

experience previously acquired, the other is coeval and identical with the divine experience itself. God in short is the *Absolute Genius*, the World-Genius, as he has been called."

Prof. Ward's "*The Realm of Ends.*"

**૧૬-૧૭. નલિનકાન્તે** રચવા માંડેલું એક કાવ્ય. એના કાવ્યગીત કરતાં પણ જીવનગીત વધારે મધુરૂં.

**૧૮.** 'સ્નેહ, પ્રેમ, ઉદારતા'-એ સર્વના મેળથી ઘડાતો ગુણ-ક્ષમા.

જુવો રા. નરસિંહરાવનો 'दया, क्षमा, शान्ति' એ મથાળાનો ઈ. સ. ૧૮૯૨ ની સાલમાં પ્રસિદ્ધ કરેલો નિબંધ. એમાં 'અન્યના અત્યાચારનું ઉદારતાથી સહન' એમ ક્ષમાનું લક્ષણ બાંધ્યું છે, અને ઉદારતામાં પ્રેમ, સમભાવ, આવે છે એમ બતાવ્યું છે.

**૨૦. સંગીતનાયક** તે સુણે-**પરમાત્મા** આ વિશ્વ-સંગીતનો કર્તા અને ભોક્તા બંને.

**૨૧.** 'પૂર્વાલાપ'-રીતસરનું સંગીત શરૂ કરતા પહેલાં, રાગ જમાવવા માટે કરવામાં આવતો 'આલાપ'. રૉબર્ટ **બ્રાઉનિંગનું** "Abt Vogler" નામના એક સંગીતશાસ્ત્રીને લગતું એ નામનું એક કાવ્ય છે એમાં આ જીવન અને પરજીવનનો સંબન્ધ બતાવતાં કવિ કહે છે કે:-

§1 "On the earth the broken arcs; in the heaven the perfect round.
2 And what is our failure here but a triumph's evidence
3 For the fullness of the days? Have we withered or agonized?
4 Why else was the pause prolonged but that singing might issue thence?
5 Why rushed the discords in but that harmony should be prized?
6 But God has a few of us whom he whispers in the ear;
7 The rest may reason and welcome, 'tis we musicians know."

*R. Browning.*

---

§ વસ્તુતઃ મૂળ પંક્તિઓ આમ છેઃ—પંક્તિ ૧ તે IX Stanza ની છેલ્લી પંક્તિ છે. પં. ૨, ૩, ૪, ૫ તે St. XIની પ્રથમ ચાર પંક્તિયો છે. અને તે પછીની બે પંક્તિયો સંદર્ભ માટે આવશ્યક છે તે ટાળી દીધી છે, અને પં. ૬ તથા ૭ જોડી દીધી છે,—કઢંગા સંદર્ભથી.

ટાળેલી પંક્તિયો આમ છે:—

Sorrow is hard to bear, and doubt is slow to clear,
Each sufferer says his say, his scheme of the weal and woe;

(અને તે પછી But God has a few ઇત્યાદિ આવે).

ન. ભો.

૨૩. 'ગીતને અનુમોદતો'—

ઉપર પરમાત્માને ગીતનો કર્તા અને ભોક્તા કહ્યો; હવે વિશેષમાં, એને અનુમન્તા કહે છે.

૨૮. "મૃત્યુ તે જીવનતણું
છે અન્યરૂપ;–બુધો કહે."

"Incidents like this reveal to us – with more vividness than ever before — the meaning of Life and its variant, Death."—એક મિત્રનો પત્ર.

૨૯. જુવો ખંડ ૨. ૨૭.

૩૦. ઉજ્જવલતા વધારવી, કઠણને કોમળ બનાવવું, અને વસ્તુને વિશાળ કરવી એ અગ્નિનો ધર્મ.

૩૧–૩૫. 'શિદ વિપદ જાતે વેઠવી?' આ વિશ્વમાં વિપદ્ શા માટે છે એનો ઉત્તર તો ઉપર થઈ ગયો. પણ વિશ્વમાં મનુજબન્ધુ તણી વિપદ્ ક્યાં થોડી છે કે વિપદ્‌માંથી બોધ પામવા માટે આપણે જાતે વિપદ્‌ના ભોગ થવું પડે? ગૌતમ બુદ્ધના પોતાના ઉપર ક્યાં દુઃખ આવી પડયાં હતાં? છતાં એ વિશ્વના દુઃખથી દુઃખી થઈ પોતે બોધ પામ્યા ન હતા? પ્રિય સ્વજન ખોવાની શી જરૂર છે?

'વિશ્વદુઃખ' (૩૩)–વિશ્વ જે દુઃખ ભોગવે છે તે.

'નિત્ય નિત્ય યમાલયે જાય જગના જીવ જો' (૩૫)

"अहन्यहनि भूतानि गच्छन्तीह यमालयम् ।
शेपाः स्थावरमिच्छन्ति किमाश्चर्यमतः परम्" ॥ મહાભારત.

*૩૬. આ શંકાનો ઉત્તર કે—" આપદુઃખસમ અન્ય કો નવ દિયે શાસન ખરું.' એક મિત્રે એના સમાશ્વાસનપત્રમાં કવિને આ દુઃખનું પ્રયોજન જણાવ્યું હતું. જૂઓ ટિ. ૨૮ માં ટાંકેલા શબ્દો.

૩૯. આ નિશ્ચયના આ જ અને વિશેષ કારણ માટે જુવો Robert Browningના 'The Ring and the Book' માંની નીચેની પંક્તિઓ:—

(૧)"Where God unmakes, but to remake the soul
He else made first in vain: which must not be."

(૨)"O lover of my life, O Soldier-saint,
No work begun shall ever pause for death!
Love will be helpful to me more and more
I' the coming course, the new path I must tread,
My weak hand in thy strong hand, strong for that."

નવજીવનમાં વિશેષ લાભ ઉપલા ઊતારાની છેલ્લી લીંટીમાં બતાવ્યો છે તે.

૪૦. "Far off thou art, but ever nigh;
I have thee still, and I rejoice."

*Tennyson.*

* તો=માટે ( શ્લો. ૩૮ )

૨૭. 'ગીતને અનુમોદતો'—

ઉપર પરમાત્માને ગીતનો કર્તા અને ભોક્તા કહ્યો; હવે વિશેષમાં, એને અનુમન્તા કહે છે.

૨૮. "મૃત્યુ તે જીવનતણું
છે અન્યરૂપ;–બુધો કહે."

"Incidents like this reveal to us—with more vividness than ever before—the meaning of Life and its variant, Death."—એક મિત્રનો પત્ર.

૨૯. જુવો ખંડ ૨. ૨૭.

૩૦. ઉજ્જ્વલતા વધારવી, કઠણને કોમળ બનાવવું, અને વસ્તુને વિશાળ કરવી એ અગ્નિના ધર્મ.

૩૧–૩૫. 'શિદ વિપદ જાતે વેઠવી?' આ વિશ્વમાં વિપદ્ શા માટે છે એનો ઉત્તર તો ઉપર થઈ ગયો. પણ વિશ્વમાં મનુજબન્ધુ તણી વિપદ્ ક્યાં થોડી છે કે વિપદ્માંથી બોધ પામવા માટે આપણે જાતે વિપદ્ના ભોગ થવું પડે? ગૌતમ બુદ્ધના પોતાના ઉપર ક્યાં દુઃખ આવી પડ્યાં હતાં? છતાં એ વિશ્વના દુઃખથી દુઃખી થઈ પોતે બોધ પામ્યા ન હતા? પ્રિય સ્વજન ખોવાની શી જરૂર છે?

'વિશ્વદુઃખ' (૩૩)–વિશ્વ જે દુઃખ ભોગવે છે તે.

'નિત્ય નિત્ય યમાલયે જાય જગના જીવ જો' (૩૫)

"अहन्यहनि भूतानि गच्छन्तीह यमालयम् ।
शेषाः स्थावरमिच्छन्ति किमाश्चर्यमतः परम्" ॥ મહાભારત.

*૩૬. આ શંકાનો ઉત્તર કે—" આપદુઃખસમ અન્ય કો નવ દિયે શાસન ખરું.' એક મિત્રે એના સમાશ્વાસનપત્રમાં કવિને આ દુઃખનું પ્રયોજન જણાવ્યું હતું. જૂઓ ટિ. ૨૮ માં ટાંકેલા શબ્દો.

૩૯. આ નિશ્ચયના આ જ અને વિશેષ કારણ માટે જુવો Robert Browningના 'The Ring and the Book' માંની નીચેની પંક્તિઓ :—

(૧)"Where God unmakes, but to remake the soul
He else made first in vain: which must not be."

(૨)"O lover of my life, O Soldier-saint,
No work begun shall ever pause for death!
Love will be helpful to me more and more
I' the coming course, the new path I must tread,
My weak hand in thy strong hand, strong for that."

નવજીવનમાં વિશેષ લાભ ઉપલા ઊતારાની છેલ્લી લીટીમાં બતાવ્યો છે તે.

૪૦. "Far off thou art, but ever nigh;
I have thee still, and I rejoice."

*Tennyson.*

---

* તો=માટે ( શ્લો. ૩૮ )

૨૩. 'ગીતને અનુમોદતો'—

ઉપર પરમાત્માને ગીતનો કર્તા અને ભોક્તા કહ્યો; હવે વિશેષમાં, એને અનુમન્તા કહે છે.

૨૮. "મૃત્યુ તે જીવનતણું
છે અન્યરૂપ;–બુધો કહે."

" Incidents like this reveal to us – with more vividness than ever before — the meaning of Life and its variant, Death."—એક મિત્રનો પત્ર.

૨૯. જુવો ખંડ ૨. ૨૭.

૩૦. ઉજ્જવલતા વધારવી, કઠણને કોમળ બનાવવું, અને વસ્તુને વિશાળ કરવી એ અગ્નિના ધર્મ.

૩૧–૩૫. 'શિદ વિપદ જાતે વેઠવી?' આ વિશ્વમાં વિપદ્ શા માટે છે એનો ઉત્તર તો ઉપર થઈ ગયો. પણ વિશ્વમાં મનુજબન્ધુ તણી વિપદ્ ક્યાં થોડી છે કે વિપદ્‌માંથી બોધ પામવા માટે આપણે જાતે વિપદ્‌ના ભોગ થવું પડે? ગૌતમ બુદ્ધના પોતાના ઉપર ક્યાં દુઃખ આવી પડયાં હતાં? છતાં એ વિશ્વના દુઃખથી દુઃખી થઈ પોતે બોધ પામ્યા ન હતા? પ્રિય સ્વજન ખોવાની શી જરૂર છે?

'વિશ્વદુઃખ' (૩૩)–વિશ્વ જે દુઃખ ભોગવે છે તે.

'નિત્ય નિત્ય યમાલયે જાય જગના જીવ જો' (૩૫)

" अहन्यहनि भूतानि गच्छन्तीह यमालयम् ।
शेषाः स्थावरमिच्छन्ति किमाश्चर्यमतः परम्" ॥ મહાભારત.

*૩૬. આ શંકાનો ઉત્તર કે—"આપદુઃખસમ અન્ય કો નવ દિયે શાસન ખરું.' એક મિત્રે એના સમાશ્વાસનપત્રમાં કવિને આ દુઃખનું પ્રયોજન જણાવ્યું હતું. જૂઓ ટિ. ૨૮ માં ટાંકેલા શબ્દો.

૩૯. આ નિશ્ચયના આ જ અને વિશેષ કારણ માટે જુવો Robert Browningના 'The Ring and the Book' માંની નીચેની પંક્તિઓ :—

(૧)"Where God unmakes, but to remake the soul
He else made first in vain: which must not be."

(૨)"O lover of my life, O Soldier-saint,
No work begun shall ever pause for death!
Love will be helpful to me more and more
I' the coming course, the new path I must tread,
My weak hand in thy strong hand, strong for that."

નવજીવનમાં વિશેષ લાભ ઉપલા ઉતારાની છેલ્લી લીંટીમાં બતાવ્યો છે તે.

૪૦. "Far off thou art, but ever nigh;
I have thee still, and I rejoice."

*Tennyson.*

---

* તો=માટે (શ્લો. ૩૮)

૨૩. 'ગીતને અનુમોદતો'—

ઉપર પરમાત્માને ગીતનો કર્તા અને ભોક્તા કહ્યો; હવે વિશેષમાં, એને અનુમન્તા કહે છે.

૨૮. "મૃત્યુ તે જીવનતણું
છે અન્યરૂપ;–બુધો કહે."

"Incidents like this reveal to us – with more vividness than ever before — the meaning of Life and its variant, Death."—એક મિત્રનો પત્ર.

૨૯. જુવો ખંડ ૨. ૨૭.

૩૦. ઉજ્જ્વલતા વધારવી, કઠણને કોમળ બનાવવું, અને વસ્તુને વિશાળ કરવી એ અગ્નિના ધર્મ.

૩૧–૩૫. 'શિદ વિપદ જાતે વેઠવી?' આ વિશ્વમાં વિપદ્ શા માટે છે એનો ઉત્તર તો ઉપર થઈ ગયો. પણ વિશ્વમાં મનુજબન્ધુ તણી વિપદ્ ક્યાં થોડી છે કે વિપદ્માંથી બોધ પામવા માટે આપણે જાતે વિપદ્ના ભોગ થવું પડે? ગૌતમ બુદ્ધના પોતાના ઉપર ક્યાં દુઃખ આવી પડ્યાં હતાં? છતાં એ વિશ્વના દુઃખથી દુઃખી થઈ પોતે બોધ પામ્યા ન હતા? પ્રિય સ્વજન ખોવાની શી જરૂર છે?

'વિશ્વદુઃખ' (૩૩)–વિશ્વ જે દુઃખ ભોગવે છે તે.

'નિત્ય નિત્ય યમાલયે જાય જગના જીવ જો' (૩૫)

"अहन्यहनि भूतानि गच्छन्तीह यमालयम् ।
शेषाः स्थावरमिच्छन्ति किमाश्चर्यमतः परम्" ॥ મહાભારત.

*૩૬. આ શંકાનો ઉત્તર કે—"આપદુઃખસમ અન્ય કો નવ હિયે શાસન ખરું.' એક મિત્રે એના સમાશ્વાસનપત્રમાં કવિને આ દુઃખનું પ્રયોજન જણાવ્યું હતું. જૂઓ ટિ. ૨૮ માં ટાંકેલા શબ્દો.

૩૯. આ નિશ્ચયના આ જ અને વિશેષ કારણ માટે જુવો Robert Browningના 'The Ring and the Book' માંની નીચેની પંક્તિઓ :—

(૧)"Where God unmakes, but to remake the soul
He else made first in vain: which must not be."

(૨)"O lover of my life, O Soldier-saint,
No work begun shall ever pause for death!
Love will be helpful to me more and more
I' the coming course, the new path I must tread,
My weak hand in thy strong hand, strong for that."

નવજીવનમાં વિશેષ લાભ ઉપલા ઊતારાની છેલ્લી લીંટીમાં બતાવ્યો છે તે.

૪૦. "Far off thou art, but ever nigh;
I have thee still, and I rejoice."
*Tennyson.*

* તો=માટે (શ્લો. ૩૮)

૪૧–૪૨. એ જીવને મળવા સારૂં એનું પાઞ્ચભૌતિક રૂપ થાય એમ કોણ ઇચ્છે? એ તો સ્વાર્થથી પ્રિયજનની અધમગતિ ઇચ્છવા જેવું થાય.

૪૩. 'મૃત્યુ પ્રભુ ત્હેં શિદ રચ્યું?'—ઉપર દુ:ખનું પ્રયોજન જોયું. હવે મૃત્યુનું પ્રયોજન જુવે છે. મૃત્યુ એ વસ્તુત: નવજીવનનું દ્વાર છે.

૪૬–૪૯. વ્યાપક સનાતનતામાં મૃત્યુને અવકાશ નથી.

૪૮. 'દેદીપ્યમાન ચિરજીવન સિન્ધુ મ્હાલે'—જીવન સિન્ધુનો આત્માનન્દ.

૪૯. મૃત્યુ તે જીવનસિન્ધુમાં બુદ્‌બુદ સમાન ક્ષણવાર પ્રકટ થાય અને નાશ પામે. પણ જેમ બુદ્‌બુદ તે જળ સિવાય કાંઈ નથી, તેમ મૃત્યુ પણ જીવનનું એક રૂપ જ છે. અત્રે મૃત્યુને બુદ્‌બુદ સમાન કહ્યું છે, જીવનને નહિ. "मरणं प्रकृतिः शरीरिणां विकृतिजीर्वितमुच्यते बुधैः" (કાલીદાસ) એથી ઉલટી રીતે અહિં મરણનો ખુલાસો કર્યો છે—પરિણામમાં તાત્પર્ય એક સરખું જ નીવડે છે.

૫૦. "नष्टो मोहः स्मृतिर्लब्धा" (भगवद्गीता)

૫૧–૫૫. "મૃત્યુ મરી ગયું રે લોલ."

આ ગરબી રચીને રા. **નરસિંહરાવે** **સાન્તાક્રુઝમાં** કરેલા એક હરિકીર્તનમાં ગાઈ હતી. (એ હરિકીર્તનની નોંધ મેં **વસન્ત**, **આશ્વિન** સંવત્ ૧૯૬૮ માં કરી છે.)

"He lives, he walks—'tis Death is dead, not he."

*Shelley.*

'પરાર્થે સ્વસમર્પણ' કરનાર વીર જનના મૃત્યુને ઉદ્દેશીને—

"How should he die?
Seeing death has no part in him any more, no power upon his head;
He has bought his eternity with a little hour, and is not dead.
For an hour if ye look for him, he is no more found, For one hour's space,
Then ye lift up your eyes to him and behold him crowned,
A deathless face.
On the mountains of memory, by the world's well-springs,
In all men's eyes,
Where the light of the life of him is on all past things,
Death only dies."

*Swinburne.*

"मरण माझें मरोन गेलें। मज केलें अमर ॥"

તુકારામ.

"यस्त्वक्षरपरिज्ञानान्मृत्युमृत्युः प्रमीयते ।
स एव ब्राह्मणो नान्यो जगत्यध्यवसीयते ॥"

( बृ० उप० वार्तिक: सुरेश्वराचार्य. )

"અક્ષર (બ્રહ્મ) ના સંપૂર્ણ જ્ઞાનથી જેનું મૃત્યુ મરી ગયું છે એ જ આ જગત્‌માં 'બ્રાહ્મણ', બીજો નહિ એમ નિશ્ચય થાય છે."

ધૃતરાષ્ટ્રે સનત્સુજાતને પ્રશ્ન પૂછ્યો હતો કે:–

"सनत्सुजात यदिदं शृणोमि मृत्युर्हि नास्तीति तवोपदेशम्।
देवासुरा आचरन् ब्रह्मचर्यममृत्यवे तत्कतरन्नु सत्यम्॥"

"હે સનત્સુજાત! તમે કહો છો કે મૃત્યુ નથી; અને વળી એમ કહેવાય છે કે મૃત્યુ ટાળવા માટે દેવોએ અને અસુરોએ બ્રહ્મચર્ય આચર્યું – ત્યારે મૃત્યુ નથી એ ખરું? કે છે અને તેનો નાશ કરવાનો છે એ ખરું?"

આ પ્રશ્નના ઉત્તરમાં સનત્સુજાત કહે છે કે:—

उभे सत्ये क्षत्रियाद्य प्रवृत्ते मोहो मृत्युः संमतो यः कवीनाम्।
प्रमादं वै मृत्युमहं ब्रवीमि सदाऽप्रमादममृतत्वं ब्रवीमि॥

"હે ક્ષત્રિય! બંને ખરાં છે: મૃત્યુ નથી એ પણ ખરું, અને છે એ પણ ખરું. આદિકાળથી એ બંને પ્રવર્તે છે. જે મોહ છે તેને ડાહ્યા પુરુષો 'મૃત્યુ' કહે છે. પ્રમાદ (બ્રહ્માત્મજ્ઞાનમાંથી ચ્યુતિ)ને હું મૃત્યુ કહું છું; અને સદા પ્રમાદરહિત રહેવું તેને હું 'અમૃતત્વ' કહું છું."–ઇત્યાદિ મૃત્યુના બીજા ખુલાસા પણ છે.

**૫૪.** જીવન–પરજીવન બે એક અખંડ પ્રવાહ.

**૫૬.** શોકક્ષુબ્ધ અજ્ઞાનની દશામાં જે સંગીત નહોતું સંભળાતું (જુવો ખંડ ૧. શ્લોક ૧૭) તે હવે સંભળાય છે:

૫૭. સ્વરમાં મૂર્તિ ખડી કરવાની જે અદ્‌ભુત શક્તિ છે તે માટે જુવો બ્રાઉનિંગનું "Abt Vogler." સાયન્સની રીતિએ એના સમર્થન માટે, એજ કાવ્ય વિષેનો 'બ્રાઉનિંગ-એનસાઈક્લોપીડિયા'નો આર્ટિકલ વાંચો. એમાં મિસિસ વૉટ્સ હ્યૂઝ નામની એક બાઇએ પોતાના સંગીતથી આકૃતિ ખડી કર્યાની વાત જણાવી છે (૧૮૯૧નું સેંચરિ તથા સ્પેક્ટેટર પત્ર). આધ્યાત્મિક સંગીતમાં જે આધ્યાત્મિક મૂર્તિ ખડી કરવાની શક્તિ છે તે તો જુદી જ. અને એ અત્રે વિવક્ષિત છે.

૫૮. "નથી નષ્ટ તું-મુજ ઉર વહે."

"Peace, Peace! he is not dead, he doth not sleep—
He hath awakened from the dream of life."

*Shelley.*

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.



# ચિત્રો વિષે દિગ્દર્શન

આરી બનેલી બીનાવાળા વિષયોથી ભરપૂર કવિતા જ્યારે ચિત્રકળાને પગલે પગલે પોતાની સાથે દોરી શકે છે, ત્યારે જે કવિતા ઐતિહાસિક નથી પણ ભાવદર્શક અને અંતર્અવલોકનવાળી છે તે ચિત્રકળાને સ્હેલથી ફાવવા દેતી નથી એમ કહેવું ખોટું નહિં ગણાય. જેવી રીતે પોતાના મનની હાલત અને તીવ્ર મનોભાવ એક કવિ કહી શકે છે તે દર્શાવવું ચિત્રકારની પીંછીના માટે સ્હેલું નથી. મધુર કુસુમની સુવાસ ચિત્રવા જેવી અશક્ય વસ્તુ ચિત્રકારને ઘણા દરજ્જે હંફાવશેજ. આ સ્થિતિના અંગે જ્યાં જ્યાં કવિ વિચરે છે ત્યાં ચિત્રકારથી હમેશાં જઈ શકાતું નથી. જ્યારે એક પાંખો પસારી ચૈતન્યના પ્રદેશમાં ઊંચે ઊડશે ત્યારે બીજાને હમેશાં આ જડ પૃથ્વી ઉપર જ રહેવું પડશે. ચિત્રકારને જડ પદાર્થોના આધારે જ આગળ વધવું પડે છે—પછી ભલેને તે ગમે તેટલે દરજ્જે કવિના વિચારો પછવાડે મથે. તેના માટે જે ફક્ત એક માર્ગ રહે છે તે એજ છે કે ખુલ્લી અને સંતોષભરી રીતે ખુદના ભાવ દર્શાવવાના આધાર-રૂપ પ્રકૃતિના આકારોને જ તેણે લેવા. પણ તેમ કરતાં તેને તે એવી રીતે યોજે છે કે જેથી ઉચ્ચ આશયોની તુલનામાં તે ગણી શકાય. તેને મળેલી જડ પદાર્થોના આકારમાં રજુ કરવાની હકદાર હદમાં તે કવિના રૂપકને વિસ્તારી પણ શકે છે, અને તે પણ એટલી બધી હદે કે જે કલ્પનાશક્તિ વિનાના માણસને તો ન સમજ પડે તેવું અથવા અસંબદ્ધ

પણ જણાય. કવિ પ્રભાતના તારલાઓને સાથે મળી ગાન કરતા હતા કહી જ્યાં કહે, ત્યાં ચિત્રકાર તે શબ્દોના આશય ઉપરથી એકતાર થઈ ગાતા દૈવી બાળ આકારોથી તે કવિ-તરંગને ચિત્રરેખામાં આલેખે છે.

આ એક શોચનીય વાત છે કે ઉપર વર્ણવેલી આશાઓ ફલીભૂત કરી શકે એવી શક્તિવાળા ચિત્રકારો આ દેશમાં હજી લગભગ દુર્લભ છે. તેવી સ્થિતિમાં પણ જો આ સંબંધી પ્રયાસોની શરૂઆત થઈ ઉત્તેજન મળે તો આ વિદ્યાને પણ ઉન્નતિના માર્ગ તરફ વળવાનું થાય.

આ પુસ્તકમાંના ચિત્રો મિ૦ સુંદરરાવ ગોરક્ષકરની પીછીથી આલેખાયલાં છે અને મુખ્ય ભાગે તરત સમજાય તેવાં છે. છતાં અગર કોઇ સંકેતરૂપ કે સૂચક હોય અને કોઇ સમજવામાં સ્પષ્ટ ન હોય, તે માટે આ સાથેની ટૂંકી ટીકા માર્ગદર્શક થશે.

*

· ૧ ·

આ ચિત્રમાં જગપટની બિછાત પર મનુષ્ય ચોપટ ખેલવા બેઠો છે. આ જિંદગીની રમતમાં તેની છેવટ સુધી અતિ પ્રિય માનેલી સોગઠીઓ હણાતી બચાવી પોતાની સોબતમાં જ રાખવા તે ઇચ્છે છે, પણ અદૃશ્ય શક્તિનો અતિ સબળ હાથ તેને રમતમાં મનમાની રીતે જીતવા ન દેતાં તેની આ અતિ પ્રિય માનેલી સોગઠીઓ એક પછી એક હરી લે છે—મારી નાંખે છે.

# ચિત્રો વિષે દિગ્દર્શન

આરી બનેલી બીનાવાળા વિષયોથી ભરપૂર કવિતા જ્યારે ચિત્રકળાને પગલે પગલે પોતાની સાથે દોરી શકે છે, ત્યારે જે કવિતા ઐતિહાસિક નથી પણ ભાવદર્શક અને અંતર્અવલોકનવાળી છે તે ચિત્રકળાને સ્હેલથી ફાવવા દેતી નથી એમ કહેવું ખોટું નહિં ગણાય. જેવી રીતે પોતાના મનની હાલત અને તીવ્ર મનોભાવ એક કવિ કહી શકે છે તે દર્શાવવું ચિત્રકારની પીછીના માટે સ્હેલું નથી. મધુર કુસુમની સુવાસ ચિત્રવા જેવી અશક્ય વસ્તુ ચિત્રકારને ઘણા દરજ્જે હંફાવશેજ. આ સ્થિતિના અંગે જ્યાં જ્યાં કવિ વિચરે છે ત્યાં ચિત્રકારથી હમેશાં જઈ શકાતું નથી. જ્યારે એક પાંખો પસારી ચૈતન્યના પ્રદેશમાં ઊંચે ઊડશે ત્યારે બીજાને હમેશાં આ જડ પૃથ્વી ઉપર જ રહેવું પડશે. ચિત્રકારને જડ પદાર્થોના આધારે જ આગળ વધવું પડે છે—પછી ભલેને તે ગમે તેટલે દરજ્જે કવિના વિચારો પછવાડે મથે. તેના માટે જે ફક્ત એક માર્ગ રહે છે તે એજ છે કે ખુલ્લી અને સંતોષભરી રીતે ખુદના ભાવ દર્શાવવાના આધાર-રૂપ પ્રકૃતિના આકારોને જ તેણે લેવા. પણ તેમ કરતાં તેને તે એવી રીતે યોજે છે કે જેથી ઉચ્ચ આશયોની તુલનામાં તે ગણી શકાય. તેને મળેલી જડ પદાર્થોના આકારમાં રજુ કરવાની હકદાર હદમાં તે કવિના રૂપકને વિસ્તારી પણ શકે છે, અને તે પણ એટલી બધી હદે કે જે કલ્પનાશક્તિ વિનાના માણસને તો ન સમજ પડે તેવું અથવા અસંબદ્ધ

પણ જણાય. કવિ પ્રભાતના તારલાઓને સાથે મળી ગાન કરતા હતા કહી જ્યાં કહે, ત્યાં ચિત્રકાર તે શબ્દોના આશય ઉપરથી એકતાર થઈ ગાતા દૈવી બાળ આકારોથી તે કવિ-તરંગને ચિત્રરેખામાં આલેખે છે.

આ એક શોચનીય વાત છે કે ઉપર વર્ણવેલી આશાઓ ફલીભૂત કરી શકે એવી શક્તિવાળા ચિત્રકારો આ દેશમાં હજી લગભગ દુર્લભ છે. તેવી સ્થિતિમાં પણ જો આ સંબંધી પ્રયાસોની શરૂઆત થઈ ઉત્તેજન મળે તો આ વિદ્યાને પણ ઉન્નતિના માર્ગ તરફ વળવાનું થાય.

આ પુસ્તકમાંના ચિત્રો મિ૦ સુંદરરાવ ગોરક્ષકરની પીછીથી આલેખાયલાં છે અને મુખ્ય ભાગે તરત સમજાય તેવાં છે. છતાં અગર કોઇ સંકેતરૂપ કે સૂચક હોય અને કોઇ સમજવામાં સ્પષ્ટ ન હોય, તે માટે આ સાથેની ટૂંકી ટીકા માર્ગદર્શક થશે.

*

• ૧ •

આ ચિત્રમાં જગપટની બિછાત પર મનુષ્ય ચોપટ ખેલવા બેઠો છે. આ જિંદગીની રમતમાં તેની છેવટ સુધી અતિ પ્રિય માનેલી સોગઠીઓ હણાતી બચાવી પોતાની સોબતમાં જ રાખવા તે ઇચ્છે છે, પણ અદૃશ્ય શક્તિનો અતિ સબળ હાથ તેને રમતમાં મનમાની રીતે જીતવા ન દેતાં તેની આ અતિ પ્રિય માનેલી સોગઠીઓ એક પછી એક હરી લે છે—મારી નાંખે છે.

જગતનો ખ્યાલ ખુલ્લો કરવા વિશ્વના નકશાની રેખાઓ ગૂંથેલી કે આલેખેલી બિછાત પર ચોપટની રમત પાથરેલી અને મનુષ્યરૂપી સોગઠાંઓનો ભાસ થવા સોગઠાંઓમાં તેવી આકૃતિ પણ છે તે સ્હેલાઈથી દેખાશે.

• ૨ •

જગવિખ્યાત અંગ્રેજ ચિત્રકાર જી. ડબલ્યુ. વૉટસ્‌ના "આશા" નામક ચિત્રની આ નકલ છે. એમાં આ સંસારના સમી સાંજના સમયે અતિ દુઃખી અને શ્રમિત "આશા" પૃથ્વીના ગોળા ઉપર આંખે પાટા બાંધેલી સ્થિતિમાં બેઠેલી છે. એનું વાજિંત્ર એના હાથોમાં છે અને એની આંગળિયો તંત્રીઓમાંથી ધ્વનિ ઉપજાવવા મથે છે પરંતુ તેમાંની એક જ તંત્રી અખંડ બાકી રહેલી હોવાથી તેનો નબળો નાદ સંભળાતો નથી અને તે ઝીલવાના પ્રયત્નમાં પોતાના કાન તંત્રીની પાસે લઈ જતાં તે વાંકી વળી ગઈ છે. આ ચિત્રમાં વિપદની રાત્રિના અંતે સફળ અભિલાષાની ઉષા પ્રગટશે વા નહિં એ સર્વ જંજાળ અને વિપત્તિઓવાળા જગતના દુઃખ અને અંધકારથી ઘેરાયલા માનવીઓના સંકલ્પ અને વિકલ્પ તથા શંકાઓ આ ચિત્રમાં દેખાશે.

• ૩ •

આકાશમાં પૂર્વ દિશાએ ઝગઝગતા ચંદ્રમા પર એક ઝીણું વાદળું પસાર થતું જણાય છે. કવિને એમાં વિદેહના સૂક્ષ્મ શરીરના આકાર જેવો ભાસ થાય છે. જાણે કે તે આકૃતિ દૈવી કરુણાચંદ્રિકામાં મોજ માણે છે. જ્યારે આ

જગતપરથી જોતાં તે આકૃતિ આવી આછી પણ મનોહર દેખાય છે ત્યારે તેને બીજે પાર તે કેટલી બધી ઉજ્જવલ હશે એ તરંગ કવિના મનમાં રમે છે.

•૪•

મનુષ્ય વારંવાર ભૂત સ્મરણોમાં લીન થાય છે પણ દર પલ વર્તમાનને ભૂતમાં બદલ્યાં જ કરે છે. ચિત્રના ઉપરના ભાગમાં જૂનાં સ્મરણો વખતના વહેવા સાથે કાલે ભૂંસી નાંખેલાં દેખાશે અને હવે નીચેના ભાગનાં નવાં સ્મરણો ભૂંસવા તરફ કાળનો સબળ હાથ આગળ વધતો નજરે પડે છે.

•૫•

વ્યોમ ધ્વનિઓથી કે સંગીતના સ્વરોથી ભરપૂર ગણાય છે. આ ચિત્રમાં તે સર્વોપરિ શક્તિ સંગીતનાદ સર્વત્ર વિશ્વમાં પ્રસરાવે છે. તેની અસર સાગરની ઊછળતી લહરીના ઘુઘવાટમાં, વૃક્ષોની શાખાઓના સરસરરવમાં ચંચળતા બતાવી પ્રત્યક્ષ કરી છે. મનુષ્ય પણ એ અસર નીચે એકતાર થઈ પોતાના વાજિત્રમાં એ ધ્વનિ ઝીલતાં બેઠેલો દેખાડ્યો છે.

•૬•

આ ચિત્રમાં પ્રિય–જન ચાલી જતાં સંબંધીઓને થતા શોકની દશા અને તેવી સ્થિતિમાં પણ આશ્વાસન આપનાર પરસ્પર દિલાસાની સાંકળ છે; તે દર્શાવવા શોક કરતાં સ્નેહીજનોનું ચિત્ર છે.

•૭•

આ વિશ્વમાં સ્નેહીનો સંબંધ સદા માટે તૂટવાનું પથારીની બાજુપરની મૂર્છિત સ્ત્રીની નિરાશા સ્પષ્ટ બતાવી આપે છે. આત્માની મંજલ અહિં પૂરી થઈ નથી પણ તેનું સૂક્ષ્મ શરીર બીજા જ વિશ્વમાં પ્રવેશ કરતું ચિત્રના ઉપરના ભાગમાં દેખાશે.

•૮•

આ આલમમાં પલેપલ જીવનયાત્રા પૂરી કરેલા જીવોના શબને યમાલય લઈ જતા જોઇએ છિયે. હજી સ્મશાનમાંથી પાછા વળ્યા નથી કે બીજા સ્નેહીથી વિખુટા પડવાની વારી આવે છે, એ દશાનું ભાન આ ચિત્રમાં કરાવેલું છે. પ્રિયજનને ખોવું એ કેવું અપ્રિય છે તે યુવાનને સ્નેહથી પકડી રાખનાર વૃદ્ધ પુરુષના ચિત્રમાં દર્શાવ્યું છે. બીજાં શબ જતાં જોવાથી શું બસ નથી? શું આ પ્રિય યુવકને ખોવો?—એની આ ચિત્રમાં છાપ પાડી છે.

•૯•

તમામ આલમનાં આંસુઓથી કરુણામૂર્તિ બુદ્ધના અશ્રુનું એક બિંદુ વધે એ ચિત્રમાંના ઉપરના ભાગમાં અદશ્ય શક્તિના હાથમાંના તુલાના પલ્લાનો બુદ્ધ ઉપર નમતો ભાગ ખુલ્લું બતાવે છે.

•૧૦•

એક હયાતીમાંથી બીજીમાં જતાં એક પરપોટા જેટલો જ અલ્પ સમય લાગે છે તે, આ અવિચલ વહેતા જીવનસિંધુમાં

મૃત્યુરૂપી બુદ્બુદો બન્યા, ટક્યા અને ક્ષણવારમાં ફૂટ્યા એ સર્વે સ્થિતિ આ ચિત્રમાં જણાશે. સ્હેજ વાર માટે આ તેજસ્વી આત્મારૂપી સૂર્યપર કાળરૂપી કાળી વાદળી છવાય છે પણ તેની બીજી બાજુ તો જ્યોતિ પ્રકાશિત જ છે એ કવિવચનો પણ આ ચિત્રમાં ઉચેના ભાગમાં દેખાય છે.

હાજીમહમદ અલારખિયા શિવજી



